# બે બોલ

જગતમા પ્રતિક્ષણે અનેક પ્રાણીઓ જન્મે અને મરે છે આ જન્મ પામેલ માણસમાત્રને મરણ એ અનિવાર્ય પરિસ્થિતિ છે તે જોયા જાણ્યા અને સમજ્યા છતા મનુષ્ય માત્ર સ્વભાવપર દુર્લક્ષ્ય રાખી પરભાવમા રાચ્યો માચ્યો રહે છે અને તે પરભાવને સ્વભાવ માની આનંદમગ્ન રહે છે પરતુ જ્યારે તેની આગળ પરભાવનો ત્યાગ કરાવનાર મરણ આવે છે ત્યારે તે પોતાના આખા જીવનપર દૃષ્ટિ નાખે છે અને પોતાની સ્ખલના માટે પશ્ચાતાપ કરે છે પરતુ સ્ખલના સુધારવાનો અવકાશ તે ગુમાવી બેઠો હોય છે આ સ્ખલનાને સ્ખલનારૂપે સમજવી અને તે થયેલ સ્ખલના માટે પશ્ચાતાપ થવો તે પણ ભાગ્યશાળીને જ બને છે અને આવુ ભાન અત સમયે થાય તો પણ તે મરણ સારૂ મરણ મનાય છે

પ્રાણી માત્ર જે કામ, ક્રોધ, ઈર્ષ્યા, ધન, સ્ત્રી, પુત્ર, કુટુબ વિગેરેને તે પોતાની સાથે નિરતર રહેનારા અને કોઇ પણ દીવસ નાશ ન પામનારા માની અધિકને અધિક પ્રવૃત્તિ કરે છે ત જો આ દર્શાવેલ સોળ ભાવનાનો જીવનમા એક પણ વખત વિચાર કરે તો તેને પોતાના જીવનમા થયેલ સ્ખલનાનો પશ્ચાતાપ અને થયેલ સ્ખલના માટે સુધારવાની ભાવના ન થાય તેમ નજ બને પ્રાણીમાત્ર પોતાના જીવનમા કયા કયા સ્ખલના અને કઇ કઇ રીતે કરે છે તે તેમજ તે શુ કરે તો પોતાનું

કલ્યાણ સાધી શકે તે માટે ગ્રન્થકારે પ્રયત્ન કર્યો છે અને તેમાં તે પરિપૂર્ણ ફત્તેહમંદ થયા છે.

હમેશાં મનુષ્યની લાગણીને એકતાર કરવામાં જેટલું ગદ્ય સાહિત્ય કામ કરે છે તેના કરતાં પદ્ય સાહિત્ય ઘણુંજ કામ કરી શકે છે. અને તેનેજ લઇને આપણે ત્યાં તાત્વિક વિચારોની ચર્ચાને છોડીને બીજે સર્વ ઠેકાણે ગેય સાહિત્ય અપાર સર્જવામાં આવ્યુ છે. છતાં સંસ્કૃત ગીતિબદ્ધ આ ગ્રન્થ જેવું ગેય સાહિત્ય આપણે ત્યાં વિરલજ છે. આ ગ્રન્થને મધુરકંઠે ગાનાર માણસ ભલભલાના હૃદયમાં ઝણકાર ઉત્પન્ન કરે તેમ છે. અને તેના જીવનને પલટાવી શકે તે મછે.

આ નાના પણ ગ્રન્થમાં ગ્રન્થકારે એકેક ભાવનાને એટલી સૂક્ષ્મ રીતે છણી છે કે દરેક વાંચક પોતાના સ્વાનુભવમા તેને સરસ રીતે ઘટાવી શકે. આ પુસ્તક માટે પ્રથમ તો મૂળ, ત્યાર પછી સમશ્લોકી ગુજરાતી અનુવાદ અને ત્યાર પછી અર્થ અને વિવેચન પૂર્વક તૈયાર કરવાનું હતું પરંતુ વખત અને સંજોગની પ્રતિકુળતાને લઇને સર્વ જતું કરી એમનેએમજ છપાવ્યું છે.

આના કર્તા ઉપાધ્યાય શ્રીમદ્ વિનયવિજયજી મહારાજ છે. તેઓના પરિચયમાટે અન્યત્ર પ્રગટ થયેલ લોકપ્રકાશ. સુબોધિકા વિગેરેની પ્રસ્તાવનામાંથી જિજ્ઞાસુએ જોઇ લેવું. પુસ્તકને સુધારવા માટે પુરતી કાળજી રાખવામાં આવી છે. છતાં તેમાં થયેલ દૃષ્ટિદોષ કે પ્રેસદોષ બદલ વાંચક ક્ષમા આપશે.

એજ. **મફતલાલ.**

# પૂજ્યપાદ આચાર્ય શ્રીમદ્ વિજયભદ્ર-સૂરીશ્વરજી મહારાજનો ટુંક જીવન પરિચય

### જન્મ અને શિક્ષણ

ગુજરાત દેશના અનેક સુપ્રસિદ્ધ નગરોમા અગ્રગણ્ય સ્થાન પામેલ રાજનગરની માથે ધર્મપુરી તરીકે મરસાઈ ભોગવતુ બનાસનદીના કિનારા ઉપર અનેક જિનમંદિરોથી સુશોભિત રાધનપુર નામનું નગર છે જેમા વર્તમાન કાલે પચીસ જિનાલયો છે માતસો જેટલા શ્રાવકોના ઘર છે, લગભગ પચાસથી પંચોતેર લક્ષાધિપતિ જૈનો વસે છે પંદરથી વીસ આસપાસ સુંદર ઉપાશ્રયો છે આવા ધર્મપ્રધાન નગરમા જૈન કોમમા અગ્રસ્થાન ભોગવતું મસાલીયા [ વિસાશ્રીમાળી જૈન ] કુટુબ વસે છે જે કુટુબ સૈકાઓથી રાધનપુરની જૈન જનતામા જ નહિ, રાધનપુર શહેરમા જ નહિ, રાધનપુર સ્ટેટમા જ નહિ, પણ લગભગ એટલા વિસ્તૃત્ ટાપુમા રાજનગરના હેમાભાઈ શેઠના કુટુબ જેવું સમૃદ્ધી રાજ્યમાં પણ લાગવગવાળુ, આખા, દેશભરમા આબરૂદાર, અને પંકાએલ, ગણાય છે જેનું રાજ્ય તરફથી પણ પેઢી દરપેઢી ઘણુ સન્માન જળવાએલું રહે છે. આજે પણ તેજ કુટુબમા પરપરાગત રાજ્ય તરફથી સન્માન પૂર્વક અપાએલ નગરશેઠાઇ વિગેરે પત્રુ તેવીજ સાચવાઇ રહી છે

તે સુપ્રસિદ્ધ મસાલીયા કુટુબમા વનીયાર દેશ સુપ્ર

સિદ્ધ નગરશેઠ સીરચંદભાઈના ઉગ્રચંદ નામા વડીલ બંધુ હતા. તેઓ ઘણાજ શાંત સ્વભાવી અને ધર્મક્રિયામાં ચૂસ્ત હતા. તેમને નામ તેવાજ ગુણવાળા સુરજદેવી નામનાં શીલાદિસદ્‌ગુણવિભૂષિત અને ધર્મક્રિયા પરાયણ ધર્મપત્ની હતાં. તે દંપતીને ક્રમે કરીને જગુભાઈ, ઠાકરસીભાઈ, અને ઉત્તમભાઈ નામે ત્રણ પુત્રો થયા બાદ 'આપણા ચારિત્ર નાયક' નો બીજા એક લઘુ બાંધવ સહિત જોડલે જન્મ થયો હતો. માતાપિતાએ ઘણા આનન્દ પૂર્વક આ જોડલે જન્મેલા પુત્રોના અનુક્રમે ભોગીલાલભાઇ, અને હરગોવિન્દદાસ નામ આપ્યું. આપણા ચરિત્ર નાયક ભોગીલાલભાઇ વિશેષે કરીને ગુણયુક્ત આચાર વિચારવાળા અને સુરૂપવાન હોવાથી જાણે સુરલોકથી આવેલાં હોયને તેમ તેમના સ્વભાવથી સૌકોઈને અનુમાન થઇ શકતું હતું. નાની વયમાં માતાપિતા ધર્મી હોવાથી વ્યવહારિક અને ધાર્મિક અભ્યાસમા પણ સારા નિષ્ણાત થયા હતા

**જન્મ અને દિક્ષાના ભાવ**

યૌવન વય પામ્યાબાદ રાધનપુરના વતની પણ વ્યાપાર નિમિત્તે મહુવામાં વસતા શ્રેષ્ઠિવર્ય ત્રીભોવનદાસનાં સુપુત્રી જેકોર બાઈની સાથે આપણા ચરિત્ર નાયક ભોગીલાલભાઇનાં લગ્ન થયા ધનવાન કુટુંબમાં જન્મેલા અને અનેક વડીલોની વિદ્યમાનતા હોવાથી ભોગીલાલભાઈએ આનંદ અને ધર્મક્રિયામાંજ લગભગ અઠ્ઠાવીસ વર્ષ આરીતે વ્યતિત કર્યા. તેમને તેજ નગરના મોટા કુટુંબમાં જન્મેલા અને

લગભગ સમાનશીલાદિ ગુણવાળા શીવલાલભાઈ, ભીખાલાલ અને કમળશીભાઇ એમ ત્રણ મિત્રો હતા જેમાના શીવ લાલભાઈને છોડીને બાકીના બે આજે પણ વિદ્યમાન પ્રસિદ્ધ અને સ્નેહવાળા છે

ભોગીલાલભાઈની છવ્વીસ વર્ષની વય થયા બાદ તેમને ચારિત્ર લેવાના ભાવ થયા અને ત્યારથી ચારિત્રના અન્તરાય દૂર કરવા તેમજ ચારિત્રની આરાધના કરવા સારૂ દીક્ષા ન લેવાય ત્યા સુધી ઘી, ચોખા અને ઘઉંનો અભિગ્રહ ગ્રહણ કર્યો અને તે લગભગ નવ માસ સુધી પાળ્યો હતો અને તે નિયમ તેમણે શ્રીસમેતશિખરની યાત્રા અને નગરીઓ ફર્યા તે સર્વમા જાળવ્યો હતો મનોકામાના પ્રમાણે પુણ્યશાળી આત્માને યોગ પણ સારો મળે છે પ્રાય ભાવ નાઓ પણ પૂર્ણ થાયજ છે, એ નિયમાનુસાર ભોગીલાલભાઇને પૂજ્યપાદ શાન્તમૂર્તિ વિનયવિજયજી મહારાજ જેવા સદ્ ગુરૂનો યોગ સાપડયો લઘુબન્ધુ હરગોવિન્દદાસ અને જેકોર બાઈની પણ દીક્ષા લેવાની ભાવના જાગી કારણ સતીઓની એજ રીત છે કે પતિને ધર્મ માર્ગમા વિઘ્ન ન નાખવુ પણ સહાય કરવી અને અનુગામી બનવું તે નીતિ જેકોર બેને સપૂર્ણ સાચવી

**દીક્ષા અને પછીની સ્થિતિ**

સવત ૧૯૫૮ ના વૈશાક સુદી પૂર્ણિમાએ પરમત્યાગી જિતવિજયજી મહારાજની હાજરીમા, પૂજ્યપાદ વિનય વિજયજી મહારાજ સાહેબની પાસે આપણા ચરિત્રનાયક ભોગીલાલ ભાઈએ, મસારસમુદ્રતારિણી, અન ન્તદુ ખપરપગવારિણી, એવી પ્રવ્રજ્યા

અંગીકાર કરી. તેજ પુનીત દીવસે આપણા ચરિત્રનાયકના અનુજ અને સહચારિણીએ પણ તેજ દેવેન્દ્રવન્દ્યભગવતી પ્રવ્રજયાનો સ્વીકાર કર્યો

અહિં એક વસ્તુ ખાસ જણાવવા યોગ્ય છે અને તે એજ કે વર્તમાનકાળમાં લગભગ ૬૦૦ થી ૭૦૦ મુનિરાજોની સંખ્યા છે. તેમાંના ઘણાક અઢળક સંપત્તિને ત્યાગીને પણ નીકળેલ છે ઘણા મુનિવરો એચ્છવ મહોત્સવ શાસન ઉન્નતિ પૂર્વક પણ દીક્ષિત થયા છે પણ આપણા ચરિત્ર નાયકની દીક્ષા કોઈ અજબ રીતેજ ઉજવાઇ છે કે જેને જેનાર આજે સાફ કહે છે કે–આ કાળના (વીશમી સદીના) દીક્ષા મહોત્સવોમાં 'પૂજ્યપાદ ભદ્રસૂરિ મહારાજનો દીક્ષા મહોત્સવ અદ્વિતીય હતો. કારણ એજ કે કુટુંબ મોટું, રાજ્યમાન્યતા અને દીક્ષિત થનાર વ્યકિતની પુણ્યશાલિતા આખા શહેરમા તેમના માટેનુ તે કાળનું બહુમાન વિગેરે લઇને તે મહોત્સવ અપૂર્વ ઉજવાયો હતો. અને તેથીજ દીક્ષિત થવાની સાથે જ આ મહાનુભાવમાં મહાનુભાવતા કોઈ જુદી જ પ્રકારની હતી. દીક્ષિત થતાં મુનિરાજ શ્રી ભક્તિવિજયજી એવું તેમનું નામ પાડયુ. દીક્ષા લીધા બાદ બે વર્ષે તેઓના ગુરૂદેવે સં ૧૯૬૦ના મહા સુદ. ૧ ના કાળધર્મ પામ્યા. પણ ભકિતવિજય મહારાજ કોઇ એવા પ્રભાવી પુરૂષ હતા કે ગુરૂવર્યની અહયાતિ છતાં અવારનવાર સહવાસ મેળવી, વીતરાગ માર્ગમાં ઘણુ જાણપણું મેળવી મુનિજીવનને આદર્શ બનાવ્યુ. તેઓશ્રીએ ભવ ભીરૂતા આરાધકભાવ અને જ્ઞાન મેળવવા ઉપરની જીજ્ઞાસાવૃત્તિને લઇને ઠીક ઠીક

પ્રગતિ સાધી પરતુ અનેક સામગ્રીઓનો સહચાર હોવા છતા પણ ગુરુદેવનો અભાવ અને તત્કાળ લાગુ પડેલ હીસ્ટોરીયા વાયુ વિગેરે કારણોથી લગભગ દીક્ષાના આઠ દશ વર્ષના પર્યાય સુધી સાધારણ પ્રમાણે પદ્ધતિસર જ્ઞાન મેળવી શકાયું નહોતુ

પાછળથી જેમ જેમ સામગ્રી મળતી ગઈ તેમ તેમ થોડા કાળમા પણ ઘણુ સારૂ જ્ઞાન પ્રાપ્ત કર્યું અને ત્યાર બાદ પૂજ્યપાદ શ્રી ભાવવિજયજી ગણિ મહારાજે યોગ્ય જાણી યોગોદ્વહનની ક્રિયા કરાવી ૧૯૭૦ ના માગસર સુદ ૧૩ના દિવસે ઘણાજ હર્ષપૂર્વક ગણિપદ પ્રદાન કર્યું અને માગશર સુદ ૧૫ ના દિવસે અતિ ઉચ્છરંગે પન્યાસ પદથી વિભૂષિત કર્યા ત્યારથી તેઓ જૈન જનતામા લગભગ પ્રસિદ્ધજ છે છેલ્લે છેલ્લે ૧૯૮૯ ના પોષ વદી ૭ બુધવારે રાધનપુર શહેરમા તેઓશ્રીની આચાર્ય પદવી થઇ અને પૂજ્યપાદ આચાર્યદેવ વિજયસિદ્ધિસૂરિશ્વરજી મહારાજશ્રીની આજ્ઞાથી પન્યાસ શ્રી ભક્તિવિજય ગણિવર આચાર્ય વિજયભદ્રસૂરીશ્વરજી તરીકે પ્રસિદ્ધ થયા આચાર્યદેવના સદુપદેશથી તથા તેમની હાજરીમા શાસનમા પ્રભાવના વિસ્તારનાર અનેક સુકૃત્યો થયા છે જેમા ખાસ મુખ્ય નિચે મુજબ છે

**પદ પ્રાપ્તિ**

૧ ૧૯૭૪ ની સાલમા શ્રી રાધનપુરમા રથયાત્રા મહોત્સવ ઘણા મોટા પ્રમાણમા પ્રવર્ત્યો જેમા રાધનપુરની સમગ્ર જૈન જૈનેતર જનતાએ અનુમોદના પૂર્વક ભાગ લીધો હતો અને એમ કહેવાયું કે આ કાળમા સપ્રતિ અને કુમારપાળનો ટાઇમ યાદ આવ એવો આ બનાવ છે

**શુભ કાર્યો**

૨ સંવત ૧૯૭૬ ની સાલમાં સરિયદથી શ્રી ભીલડીયાજી તીર્થનો છહરી પાળતો સઘ ગુરૂદેવના ઉપદેશથી સરિયદ નિવાસી શ્રી પોપટલાલ છગનલાલે કાઢયો.

૩ તેજ સાલમાં રાધનપુરથી શ્રી શંખેશ્વરજી તીર્થનો છહરી પાળતો સંઘ ગુરૂદેવના ઉપદેશથી રાધનપુરના વતની શા. હરગોવિનદાસ ઉત્તમચંદે કાઢેલ જે સઘનો માત્ર સત્તર ગાઉ પ્રવાસ છતાં રૂ. ૧૫ થી ૨૦ હજાર સંઘવીજીએ છૂટે હાથે ખર્ચી સદ્‌વ્યય કર્યો હતો.

૪ સંવત ૧૯૭૭ ની સાલમાં રાધનપુરના વતની શેઠ ગીરધરલાલ ત્રીકમલાલ કોઠારીએ ગુરૂવર્યના ઉપદેશથી શ્રી સિદ્ધગિરિનો ઘણો મોટા આડંબરવાળો સંઘ કાઢયો હતો જેમાં લગભગ ૭૫૦૦૦ વ્યય કર્યો હતો.

૫ સંવત. ૧૯૭૮ ની સાલમાં રાધનપુર નિવાસી શેઠ જીવતલાલ પ્રતાપશીએ ગુરૂદેવના ઉપદેશથી પોતાના પિતાશ્રીની ભલામણથી મોટું વીશ સ્થાનકનુ ઉદ્યાપન કર્યું હતું. જેમાં રૂા. ૫૦૦૦૦ પ્રાયઃ વ્યય થયો હતો

૬ તેજ સાલમાં પાલીતાણાથી એક મારવાડી ગૃહસ્થે શ્રી ગુરૂદેવના ઉપદેશથી તલાટીનો સંઘ છહરી પાળતો કાઢી પોતાની સંપત્તિનો લાભ લીધો હતો.

૭ સવત ૧૯૮૨ ની સાલમાં માંગરોળ નિવાસી શાહ મકનજી કાનજીએ ગુરૂમહારાજના ઉપદેશથી ગીરનારજી તીર્થનો છહરી પાળતો સંઘ કાઢયો હતો. અને માંગરોળનો ઘણો ધનાઢય વર્ગ તેમાં હાજર હતો

૮ સવત ૧૯૮૨ ના ફાગણુ માસમા પાટણુ નિવાસી શેઠ નગીનદાસ કરમચદે ગુરૂદેવના ઉપદેશથી ઉદ્યાપન કરી શાસનની ઘણીજ ઉન્નતિ વધારી જેમા રૂા ૭૫૦૦૦) ખર્ચ થયો હશે

૯ સવત ૧૯૮૩ ની સાલમા તેજ શ્રી પાટણુ નિવાસી શેઠ નગીનદાસ કરમચંદે ગુરૂદેવના સદુપદેશથી શ્રી કચ્છભદ્રેશ્વરનો સઘ કાઢી રૂા ૩૦૦૦૦૦ જેટલાનો સદ્વ્યય કરી આત્મકલ્યાણુ સાધ્યું જે સઘની તમામ હકિકત જણાવનાર પુસ્તક છપાઇ ગયેલ છે ત્યાર બાદ રાધનપુર નિવાસી નરપતલાલ ઉત્તમચદના અત્યાગ્રહથી એમના ઉદ્યાપન નિમિત્તે રાધનપુર પધાર્યા હતા

૧૦ સવત ૧૯૮૩નીજ સાલમા રાધનપુર નિવાસી શા નરપતલાલ ઉત્તમચદે ગુરૂમહારાજના ઉપદેશથી નવ પદનુ ઉદ્યપાન કર્યું હતું અને તેમા રૂા ૨૫૦૦૦ નો સદ્વ્યય થયો હશે

૧૧ તેજ સાલમાં રાધનપુર નિવાસી શાહ મણીલાલ મોતી લાલે શ્રી શખેશ્વર તીર્થનો છહરી પાળતો સઘ કાઢયો હતો

૧૨ સવત ૧૯૮૫ ની સાલમા રાધનપુરનિવાસી શાહ છગનલાલ પ્રતાપશીએ ગુરુવર્યના ઉપદેશથા શ્રી સિદ્ધ ગિરિનો છહરીપાળતો સઘ કાઢી, શાસનની ઘણીજ પ્રભાવના વિસ્તારી હતી જેમા હાથી વિગેરે સુન્દર સામગ્રીથી શાસનની વિજય પતાકા ફરકાવી હતી

૧૩ સવત ૧૯૮૬ ની સાલમા વેરાવળ નિવાસી શેઠ દેવકરણુ ખુલાસે પોતાની ધર્મપત્ની સહિત બ્રહ્મચર્ય

# શાંત સુધારસ ભાવના

## વિષયાનુક્રમ

# અમારાં આજ સુધીનાં તદ્દન નવીન પ્રકાશનો

પ્રમાણનયતત્ત્વ લોકાલંકાર—મૂળ અર્થ વિવેચન ટિપ્પણો સાથેનો આ ગુર્જર અનુવાદ છે ૨-૦-૦

પ્રમાણનયમૂળ—[ આઠ પરિચ્છેદ ] ૦-૪-૦

કલ્પદીપિકા—કલ્પસૂત્ર ઉપરની જયવિજયગણિ વિરચિત ટીકા સહિત કલ્પસૂત્ર ફોર્મ ૩૩

કલ્પપ્રદીપિકા—સંઘવિજયગણિ રચિત ટીકાસહિત કલ્પસૂત્ર ફોર્મ ૩૧

સપ્તવ્યસનકથા—સંસ્કૃત શ્લોકબદ્ધ આચાર્ય સોમકીર્તિ રચિત કથાબદ્ધ છે કિં ૨-૦-૦

ભવિષ્યદત્તકથા—સંસ્કૃત શ્લોકબદ્ધ જ્ઞાનપંચમી માહાત્મ્ય પર ઉ૦ મેઘવિજયગણિ રચિત કથાબદ્ધ છે

## છપાતા ગ્રંથો

કલ્પસૂત્ર સુબોધિકા-જયાનંદ કેવલિ ચરિત્ર-[પદ્યબદ્ધ]

પ્રશ્નવ્યાકરણ—[ જ્ઞાનવિમલ રચિત ટીકા સહિત ]

આ ઉપરાંત દરેક જાતનાં સંસ્કૃત પ્રાકૃત પુસ્તકો અમારા ત્યાંથી વેચાતાં મળે છે તેમજ નવીન પુસ્તકો સંશોધન પૂર્વક તૈયાર કરી છપાવી આપીએ છીએ

પંડિત. મફતલાલ ઝવેરચંદ
ઠે. નાગજીભૂદરની પોળ-અમદાવાદ.

श्री पार्श्वनाथाय नमः

गौर्जरभाषानुवादसहिता

महोपाध्याय श्रीमद् विनयविजयजीविरचिता

# शान्तसुधारसभावना

[ शार्दूलविक्रीडित वृत्तम् ]

नीरन्ध्रे भवकानने परिगलत्पञ्चाश्रवाम्भोधरे ।
नानाकर्मलतावितानगहने मोहान्धकारोद्धुरे ॥
भ्रान्तानामिह देहिना स्थिरकृते कारुण्यपुण्यात्मभि-
स्तीर्थेशै प्रथिता सुधारसकिरो रम्या गिर पान्तु व ॥१॥

[ द्रुतविलम्बित वृत्तम् ]

स्फुरति चेतसि भावनया विना ।
न विदुषामपि शांतसुधारस ॥
न च सुख कृशमप्यमुना विना ।
जगति मोहविषादविषाऽऽकुले ॥२॥

यदि भवभ्रमखेदपराङ्मुख ।
यदि च चित्तमनन्तसुखोन्मुख ॥
शृणुत तत्सुधिय शुभभावना-
मृ [ भृ ]तरस मम शान्तसुधारसम् ॥३॥

सुमनसो मनसि श्रुतपावना ।
निदधतां द्व्यधिका दशभावनाः ॥
यदिह रोहति मोहतिरोहिता—
द्भुतगतिर्विदिता समतालता ॥४॥

[ रथोद्धतावृत्तम् ]

आर्तरौद्रपरिणामपावक-
प्लुष्टभावुकविवेकसौष्ठवे ॥
मानसे विषयलोलुपात्मनां ।
क्व च प्ररोहतितमां शमाङ्कुरः ॥५॥

[ वसन्ततिलकावृत्तम् ]

यस्याऽऽशयं श्रुतकृताऽशातियं विवेक-
पीयूषवर्षरमणीयरमं श्रयन्ते ॥
सद्भावनासुरलता न हि तस्य दूरे ।
लोकोत्तरप्रशमसौख्यफलप्रसूतिः ॥६॥

[ अनुष्टुब्वृत्तम् ]

अनित्यत्वाशरणते, भवमेकत्वमन्यताम् ।
अशौचमाश्रवं चात्मन्, संवरं परिभावय ॥७॥
कर्मणो निर्जरां धर्मसूक्ततां लोकपद्धतिम् ।
बोधिदुर्लभतामेता, भावयन्मुच्यसे भवात् ॥८॥

## મગલાચરણ.

૧, જેમા પાચ આશ્રવો રૂપ મેઘ અવિછિન્નપણે વર્ષી રહ્યો છે, અને જે વિવિધ કર્મલતાના વિસ્તારથી ગહન તેમજ મોહ અધકારથી વ્યાપ્ત છે, એવા આ ગાઢ ભવવનમા ભૂલા પડેલા પ્રાણીઓના હિતને માટે કરુણાથી પવિત્ર અત - કરણવાળા તીર્થંકરોએ ઉપદેશેલી, અમૃતને ઝરનારી રમણિક વાણીઓ તમારુ રક્ષણ કરો !

## ગ્રથપ્રયોજનાદિ

૨ શુભ ભાવના વિના વિદ્વાનના મનમા પણ શાન્ત સુધારસ સ્ફુરતો નથી, અને એ શાન્તસુધારસ વિના મોહ વિષાદરૂપ વિષથી આકુળ એવા આ જગતમા લેશમાત્ર સુખ નથી

૩ હે બુદ્ધિમાન્ પુરુષો ! જો તમારૂ ચિત્ત ભવભ્રમણના ખેદથી ઉદ્વિગ્ન થયું હોય અને ( મોક્ષસબધી ) અનત સુખ મેળવવા તત્પર થયુ હોય તો શુભભાવનારૂપ અમૃત રસથી ભરેલો અમારો શાન્તસુધારસ ગ્રથ સાભળો

૪ હે પવિત્ર મનવાળા વિદ્વાન્ જનો ! શ્રવણ કરવાથી પાવન કરનારી બાર ભાવનાઓ પોતાના અત કરણમા ધારણ કરો ! જેથી અત કરણમા પ્રસિદ્ધ સમતાલતા કે જેની અદ્દ્ભૂત ગતિ મોહવડે આચ્છાદિત થઈ ગયેલ છે તેનો પ્રાદુર્ભાવ થાય એટલે પ્રગટ ભાવને પામે

૫, આર્ત્ત, રૌદ્ર ધ્યાનના માઠા પરિણામરૂપ અગ્નિવડે બળીગયેલ વેધક વિવેકના શોભનિકપણાવાળા એવા વિષય લોલુપી આત્માના મનમા સમતાનો અકુર શી રીતે ઉગીજ શકે ?

૬ શ્રુત–સિદ્ધાન્તના અભ્યાસથી ઉન્નતિ પામેલા અને વિવેકરૂપ અમૃતવૃષ્ટિથી સુશોભિત થયેલા જેના અંતઃકરણને સદ્ભાવના આશ્રય કરે છે તેનાથી અલૌકિક પ્રશમ સુખરૂપ ફળને ઉત્પન્ન કરનાર કલ્પલતા દૂર નથી. [મતલબકે જેમના પવિત્ર હૃદયમા સદ્ભાવના સ્ફુરી રહી છે તેમને સર્વોત્તમ ઇચ્છિત સાધવું સહજ છે. સ્વર્ગ અને મોક્ષ પણ તેમને કરતલગત છે.]

૭ અનિત્યત્વ, અશરણત્વ, સંસાર, એકત્વ, અન્યત્વ અશુચિ, આશ્રવ તેમજ સંવર ભાવનાને હે આત્મન્! તું વિચાર.

૮ કર્મનિર્જરા, ધર્મસુકૃત, લોકસ્વરૂપ અને બોધિદુર્લભતા એ (દ્વાદશ) ભાવનાઓને ભાવતો છતો તું ભવપ્રપંચથી મુક્ત થઇશ.

૧

## अथ अनित्यभावना

[ पुष्पिताग्रावृत्तम् ]

वपुरवपुरिदं विदभ्रलीला-
परिचितमप्यतिभङ्गुरं नराणां ॥
तदतिभिदुरयौवनाऽविनीतं ।
भवति कथं विदुषां महोदयाय ॥१॥

[ शार्दूलविक्रीडितं वृत्तद्वयम् ]

आयुर्वायुतरत्तरंगतरलं लग्नापदः संपदः ।
सर्वेऽपीन्द्रियगोचराश्च चटुलाः सन्ध्याभ्ररागादिवत्

मित्रस्त्रीस्वजनादिसंगमसुखं स्वप्नेन्द्रजालोपमं ।
तत्किं वस्तु भवे भवेदिह मुदामालम्बनं यत्सताम् ॥१०॥
प्रातर्भ्रातरिहावदातरुचयो ये चेतनाचेतना ।
नोदृष्टा विश्वमनोविनोदविधुरा भावा स्वतः सुन्दरा. ॥
तास्तत्रैव दिने विपाकविरसान्हा नश्यतः पश्यत- ।
श्चेतः प्रेतहतं जहाति न भवप्रेमानुबन्धं मम ॥११॥

" અનિત્યભાવના "

પ્રથમ શરીરનુ અનિત્યપણુ બતાવે છે

૯ હે આત્મન્! આ મનુષ્યોનુ શરીર અતિ ઉન્માદની લીલાના પરિચયવાળુ છતા પણ પાણીના પરપોટા જેવુ જોત જોતામા વિનાશ પામવાવાળુ અશરીર છે તે શરીર અતિ ચપળ યૌવન વડે અવિનીત ( ઉન્માદવાળુ હોવાથી ) વિદ્વાન્ લોકોના મહોદયને માટે શીરીતે થાય ?

' હવે સમારનુ અનિત્યપણુ બતાવે છે '

૧૦, ( જગતમા પ્રાણીઓનુ) આયુષ્ય પવનથી ચ ચળ થયેલા જળના તરગ જેવુ ચપળ, સ પદા વિપદા સાથે મળેલી, ઇદ્રિયોના સકળ વિષયો સ ધ્યાના ર ગ જેવા ચપળ, તેમજ મિત્ર, સ્રી અને સ્વજનાદિક સ ગમનુ સુખ તે સ્વપ્ન કે ઈદ્રજાળ જેવુ (અસ્થિર) જણાય છે તો પછી આ સ સારમા એવી કઈ વસ્તુ છે કે જે સત્પુરૂષોને હર્ષના સાધનરૂપ થાય ?

૧૧, હે ભાઈ! પ્રભાતમા જે સજીવ-નિર્જીવ પદાર્થો દેદીપ્યમાન કાન્તિવાળા, પ્રાણીઓના મનને પ્રમોદ કરનારા અને સ્વત શોભનિક જણાયા તેજ પદાર્થો જોતજોતામા તેજ

દિવસે વિપાકથી વિરસ થયેલા નષ્ટ થતા જોતાં છતાં મારૂં પ્રેતથી હણાયેલ મૂઢ મન સંસાર સંબંધી રાગરંગને તજતું નથી તે ખરેખર ખેદની વાત છે.

## प्रथमभावनागेयाष्टकम्

[ रामगिरिरागेण गीयते. ]

मूढ ! मुह्यसि मुधा मूढ ! मुह्यसि मुधा । ध्रुवपदम् ।
विभवमनुचिन्त्य हृदि सपरिवारम् ॥
कुशशिरसि नीरमिव गलदनिलकंपितं ।
विनय ! जानीहि जीवितमसारम् ॥ मू० ॥१॥
पश्य भंगुरमिदं विषयसुखसौहृदं ।
पश्यतामेव नश्यति सहासम् ॥
एतदनुहरति संसाररूपं रया-
ज्ज्वलज्जलदबालिकारुचिविलासम् ॥ मू० ॥२॥
हन्त हतयौवनं पुच्छमिव शौवनं ।
कुटिलमति तदपि लघुदृष्टनष्टम् ॥
तेन बत परवशा परवशा हतधियः ।
कटुकमिह किं न कलयन्ति कष्टम् ॥ मू० ॥३॥
यदपि पिण्याकतामंगमिदमुपगतं ।
भुवनदुर्जयजरापीतसारम् ॥
तदपि गतलज्जमुज्झति मनो नाङ्गिनाम् ॥
वितथमति कुथितमन्मथविकारम् ॥ मू० ॥४॥
सुखमनुत्तरसुरावधि यदतिमेदुरं ।

कालतस्तदपि कलयति विरामम् ॥
कतरदितरत्तदा वस्तु सासारिक ।
स्थिरतर भवति चिन्तय निकामम् ॥ मू० ॥५॥
यैः सम क्रीडिता, ये च भृशमीडिता ।
यै सहाऽकृष्महि प्रीतिवादम् ॥
तान् जनान् वीक्ष्य वत भस्मभूय गतान् ।
निर्विशङ्का स्म, इति धिक् प्रमादम् ॥ मू० ॥६॥
असकृदुन्मिष्य निमिषति सिन्धू-
र्मिवच्चेतनाऽचेतना' सर्वभावा. ॥
इन्द्रजालोपमा' स्वजनधनसगमा-
स्तेपु रज्यन्ति मूढस्वभावा' ॥ मू० ॥७
कवलयन्नविरत जगमाजगम ।
जगदहो नैव तृप्यति कृतान्त. ॥
मुखगतान् खादतस्तस्य करतलगतै- ।
र्न कथमुपलप्स्यतेऽस्माभिरन्त' ॥ मू० ॥८॥
नित्यमेक चिदानन्दमयमात्मनो- ।
रूपमभिरूप्य ‒‒मनुभवेयम् ॥
प्रशमरसनवसुधापानविनयोत्सवो ।
भवतु सतत सतामिह भवेऽयम् ॥ मू० ॥९॥

इति महोपाध्यायश्रीकीर्तिविजयगणिशिष्योपाध्याय श्री विनयविजयगणिविरचिते शातसुधारसगेयकाव्ये अनित्यभावनाविभावनो नाम प्रथम प्रकाश ॥

## વ્યાખ્યા.

૧. હે મુગ્ધ આત્મન્ ! તું (તારા) મનમાં પોતાના (કલ્પિત) પરિવાર સહિત વૈભવને વારવાર ચિંતવીને વ્યર્થ મોહ પામે છે. હે આત્મન્! તું પોતાનું જીવિત–આયુષ્ય ડાભના અગ્રભાગ ઉપર રહેલું જળબિંદુ જેમ પત્રને કંપાવ્યુ છતું જલદી ટપકી જાય છે તેવું અસાર–ક્ષણિક જાણ [ મતલબ કે તેનો ભરોંસો ન રાખીશ. ]

૨. તું તપાસી જો કે વિષયસુખનો સંબંધ કેવો ક્ષણ-ભંગુર છે ? તે જોતજોતામાં હાથતાળી દઈને જાય તેમ જતો રહે છે ! આ સસારની માયા વેગથી પ્રકાશિત વીજળીના ઝળકારાના વિલાસને અનુસરે છે [ અર્થાત્ સંસાર પ્રપંચ વીજળીના વિલાસ જેવો દષ્ટ નષ્ટ થઈ જાય છે તેથી તે વિશ્વાસ કરવા યોગ્ય નથી. ]

૩. ખેદની વાત છે કે (આ) નષ્ટ યૌવન કુતરાની પુંછડી જેવું અતિ કુટિલ છતું પણ જોતજોતામાં વેગે વિનાશ પામી જાય છે તે યૌવનવડે સ્રીઓને પરવશ થયેલા નષ્ટ બુદ્ધિવાળા (લોકો) જગતમાં કટુક રસવાળા કષ્ટને કેમ કળી શકતા નથી ? આ એક ભારે આશ્ચર્યની વાત છે.

૪. જો કે આ જગતમાં અતિદુર્જય જરાથી સત્વહીન અને ક્ષીણ દેહ થયા છતાં પણ પ્રાણીઓનું નિર્લજ્જ મન કુબુદ્ધિવાળા અને કુત્સિત એવા કામવિકારને તજતું નથી. એ બહુ શરમની વાત છે

૫. અનુત્તર વિમાનના દેવ સુધીનાં જે અતિ ભારે સુખ છે તે પણ કાળે કરીને પૂરાં થઇ જાય છે તો પછી તેથી

બીજી કઇ સંસારિક વસ્તુ સ્થિરતર હોઇ શકે તેનો પુર્ણ વિચાર કરી જો

૬ જેમની સગાથે આપણે રમ્યા, જેમને આપણે બહુજ વખાણતા અને જેમની સાથે આપણે સ્નેહવાતો કરતા તે લોકોને ભસ્મ થયેલા જોઇને (પણ) આપણે નિશંકપણે વર્તીએ છીએ એ આશ્ચર્યની વાત છે માટે એવા પ્રમાદને ધિક્કાર હો

૭ સમુદ્રના કલ્લોલની પેઠે સકળ સજીવ અને નિર્જીવ પદાર્થો વારવાર ઉપજે છે અને વિલય પામે છે ઇંદ્રજાળની જેવા સ્વજનના અને દ્રવ્યના સયોગો મળેલા છે તેમા મૂઢ જનોજ રગાઈ જાય છે [ મતલબ કે ક્ષણિક દૃષ્ટ નષ્ટ થતા સયોગોમા મુઝાઈ ન જવુ એજ સાર છે વસ્તુસ્વરૂપ વિચારી જે તેવા સયોગમા મુઝાતા નથી તે પુરૂષોને ધન્ય છે ]

૮ અહો આશ્ચર્યની વાત છે કે જગમ અને સ્થાવર જગત્ માત્રને હમેશા ભક્ષણ કરતો કાળ (કદાપિ) તૃપ્ત થતો જ નથી પોતાના મુખમા રહેલા સહુને ભક્ષણ કરતા એવા કાળના હાથે ચઢેલા આપણો (પણ) છુટકો થવાનો નથી [ એ કાળ આપણો કોળીઓ ન કરી જાય એટલામા ચેતી શકાય તો ચેતી લેવામાજ સાર છે પછી હારી બાજી હાથ રહી શકે તેમ નથી ]

૯ (તેમાટે) નિત્ય એક અને ચિદાનંદમય એવુ આ આત્માનુ સ્વરૂપ લખી–ઓળખીને મારે ( સ્વાભાવિક કૃત્રિમ નહિ એવા) સુખનો જ અનુભવ કરવો જોઇએ [એમ ગ્રથકર્તા શ્રી વિનયવિજયજી મહારાજ કહે છે અને આશિર્વાદ આપે છે કે ] પ્રશમરસરૂપ અભિનવ અમૃત–પાનવડે વિનયોત્સવ આજ ભવમા સત્પુરૂષોને હોજો હો

---

## द्वितीयाऽशरणभावना

[ शार्दूलविक्रीडितं वृत्तम् ]

ये षट्खंडमहीमहीनतरसा निर्जित्य बभ्राजिरे ।
ये च स्वर्गभुजो भुजोर्जितमदा मेदुर्मुदा मेदुराः ॥
तेऽपि क्रूरकृतान्तवक्त्ररदनैर्निर्दल्यमाना हठा- ।
दत्राणाः शरणाय हा दश दिशः प्रैक्षन्त दीनाननाः ॥१॥

[ स्वागतावृत्तम् ]

तावदेव मदविभ्रममाली, तावदेव गुणगौरवशाली ।
यावदक्षमकृतान्तकटाक्षै-र्नेक्षितो विशरणो नरकीटः ॥२॥

[ शिखरिणीवृत्तम्

प्रतापैर्व्यापन्नं गलितमथ तेजोभिरुदितै-
र्गतं धैर्योद्योगैः श्लथितमथ पुष्टेन वपुषा ।
प्रवृत्तं तद्द्रव्यग्रहणविषये बान्धवजनै-
र्जने कीनाशेन प्रसभमुपनीते निजवशम् ॥३॥

### "બીજી અશરણ ભાવના."

૧. જેઓ પોતાના અતુલ પરાક્રમવડે ષટ્ખંડ પૃથ્વીને જીતી સંપૂર્ણ શોભી રહ્યા હતા એવા ચક્રવર્તી રાજાઓ અને જે ભુજાબળના મદવાળા અને હર્ષથી પુષ્ટ થયેલા દેવતાઓ આનંદમગ્ન રહેછે તેઓ પણ બલાત્કારથી નિર્દય યમના દાંત વડે ફેડાતા હા ! ખેદ છે કે શરણ રહિત શરણુને માટે દીન મુખે દશે દિશે તાકીને જોતા રહ્યા [ તોપણ તેમને યમના પંજામાંથી મૂકાવવાને કોઇ સમર્થ થઇ શક્યું.

નહિ, તેમજ થઇ શકે પણ નહિ માટે હે જીવ! મરણ વખતે તારૂ કોણ શરણ થશે તે વિચાર ]

૨ જ્યા સુધી દુસહ યમના કટાક્ષવડે શરણરહિત નરકીટક જોવાયો નથી, [ મતલબ કે જ્યા સુધી અશરણ મનુષ્ય ઉપર યમની દ્રષ્ટિ વિષમ થઈ નથી ] ત્યાસુધી જ તે મદના વિલાસવાળો અને ગુણના ગૌરવવાળો જણાય છે, [ પછી તો તેનો મદ અને ગુણગૌરવ કયાય નાશી જાય છે ને કોઇ તનુ રક્ષણ કરી શકતુ નથી ]

૩ જયારે બલાત્કારે યમને માણસ સ્વાધીન થાય છે ત્યારે ( તેમનો ) પ્રતાપ નષ્ટ થઇ જાય છે, ઉદય પામેલુ તેજ અસ્ત થઇ જાય છે, ધીરજ અને પુરૂષાર્થ નષ્ટ થઈ જાય છે, પુષ્ટ કરેલુ શરીર પણ શિથિલ થઈ જાય છે અને સ્વજનો તેનુ દ્રવ્ય કબજે કરવાને પ્રવર્તે છે [ પણ કોઇ તેને યમના મુખમાથી મુક્ત કરવાને શક્તિવાન થતા નથી માત્ર અશરણ જીવ એકલોજ યમને શરણ થાય છે ]

## द्वितीयभावनागेयाष्टकम्

[ मारुणीरागेण गीयते ]

स्वजनजनो बहुधा हितकाम प्रीतिरसैरभिरामम् ।
मरणदशावशमुपगतवन्त, रक्षति कोऽपि न सन्तम् ॥
विनय ! विधीयता रे श्रीजिनधर्मशरणम् ।
अनुसधायता रे शुचितरचरणस्मरणम् ,वि०॥१॥ध्रुवपदम्
तुरगरथेभनरावृत्तिकलित, दधत बलमस्खलित ।
हरति यमो नरपतिमपि दीन,
मैनिक इव लघुमीनम्, वि० ॥२॥

प्रविशति वज्रमये यदि सदने, तृणमथ घटयति वदने
तदपि न मुञ्चति हतसमवर्त्ती,
निर्दयपौरुषनर्त्ती ॥ वि० ॥३॥

विद्यामंत्रमहौषधिसेवां, सृजतु वशीकृतदेवाम् ।
रसतु रसायनमुपचयकरणं,
तदपि न मुञ्चति मरणम् ॥ वि० ॥४॥

वपुषि चिरं निरुणद्धि समीरं, पतति जलधिपरतीरम्
शिरसि गिरेरधिरोहति तरसा,
तदपि स जीर्यति जरसा ॥ वि० ॥५॥

सृजतीमसितशिरोरुहललितं,
मनुजशिरः सितपलितम् ।
को विदधानां भूघनमरसं,
प्रभवति रोद्धुं जरसम् ॥ वि० ॥६॥

उद्यत उग्ररुजा जनकायः कः, स्यात्तत्र सहायः ।
एकोऽनुभवति विधुरुपरागं,
विभजति कोऽपि न भागम् ॥ वि० ॥७॥

शरणमेकमनुसर चतुरङ्गं, परिहर ममतासंगम् ।
विनय रचय शिवसौख्यनिधानं,
शान्तसुधारसपानम् ॥ वि० ॥८॥

इति श्रीशांतसुधारसगेयकाव्ये अशरणभावनाविभावनो नाम द्वितीयः प्रकाशः ॥

## " દ્વિતીય ભાવનાષ્ટક "

૧–કોઇ પણ સ્વજન વર્ગ ઘણા પ્રકારે (પોતાના) હિતસ્વી અને પ્રીતિપાત્ર સારા માણસને મરણ દશાને પ્રાપ્ત થતા રક્ષી શકતા નથી તેથી હે આત્મન્! તુ મહામંગળકારી શ્રી સર્વજ્ઞ વીતરાગપ્રણિત અહિંસા, સંયમ અને તપ લક્ષણ ધર્મનુંજ શરણ કર અને નિર્મળ–વિશુદ્ધ ચારિત્રનુ સ્મરણ કર તેજ તને સંસારસમુદ્રથી તારી શકનાર છે. તેનાજ પ્રબળ આલંબનથી અનેક જીવો તરી ગયા છે ]

૨ ઘોડા, રથ, હાથી અને પાળાથી પરવરેલા તેમજ અસ્ખલિત બળને ધારણ કરવાવાળા નરપતિને પણ દીનતા પૂર્વક યમ જેમ મચ્છીમાર નાના મચ્છને જોત જોતામા પકડે છે, તેમ પકડી લે છે, [તેની પાસે કોઇનું કંઈ એ ચાલતુ નથી ]

૩ ચ્હાય તો કોઇ વજ્રમય ભુવનમા પેસી જાય અથવા તો કોઈ મુખમા તૃણને ધારણ કરે તો પણ સહુને એકસરખી રીતે હણી નાખનાર એવો નિર્દય કાર્ય કરી ખુશી થનાર કાળ કોઇને મૂકતો નથી [ચ્હાય દેવ દાનવ માનવ ગમે તે હોય પણ તેમાથી કોઇ છટકી જઇ શકતુ નથી, તેથી કોઇએ ખોટો ગર્વ કરવાનુ કશુ કારણ નથી ગમે તેવા અખર્વ ગર્વને ધારણ કરનારનો પણ ગર્વ યમે ગાળ્યોજ છે ]

૪ જેને દેવતાઓ આધીન છે એવી વિદ્યા, મંત્ર અને ઔષધીની સેવા કરો, અથવા પુષ્ટિકારક રસાયન આરોગો તોપણ મરણ મૂકવાનુ નથી [ મતલબ કે પ્રભાવિક વિદ્યા,

મંત્ર ઔષધિઓની સેવાથી કે રસાયણના પ્રયોગથી પણ મૃત્યુ અટકી શકતું નથી. મૃત્યુજયનો ઉપાય તો બીજોજ છે.

૫. ચ્હાય તો કોઈ શરીરમાં ચિરકાળ વાયુને રોકી રાખે, સમુદ્રને પેલે પાર જઇ રહે, અથવા પર્વતના શિખર ઉપર જોરથી જઇ ચઢે તોપણ તે જરૂર જરાથી જીર્ણ થાય છે [ મતલબ કે કાળક્રમે શરીર જીર્ણ થયા વિના રહેતુંજ નથી.]

૬. કાળા કેશોથી શોભતા મનુષ્યના મસ્તકને સફેદ કેશવાલું કરતી અને શરીરને શુષ્ક કરી નાંખનારી જરાને રોકવાને કોણ સમર્થ છે? [ મતલબ કે વસ્તુસ્વભાવને રોકવાને કોઇ સમર્થ થઈ શકતું નથી. ]

૭. જ્યારે મનુષ્યની કાયા ઉગ્ર રોગોથી વ્યાપ્ત થાય ત્યારે તેને કોણ સહાય થાય? ચંદ્ર એકલોજ રાહુની પીડા સહે છે. કોઈ પણ તેમાં ભાગ પાડી લેતા નથી. [ મતલબ કે જીવ જેવી સારી નરસી કરણી કરે છે તેવાં તેનાં ફળ પણ પોતેજ ભોગવે છે. ]

૮. (એમ સમજીને) હે આત્મન્! ! દાન, શીલ, તપ અને ભાવરૂપ ચાર પ્રકારના ધર્મનુંજ એક શરણ તું અંગીકાર કર! સમતાની શત્રુરૂપ મમતાનો સંગ તું તજી દે અને શિવસુખના નિધાનરૂપ શાન્ત સુધારસનું પાન કર્યા કર! [ એમ શ્રીવિનયવિજયજી મહારાજ ભવ્ય જીવોને ઉપદેશે છે.]

---

# अथ तृतीया ससारभावना

[ शिखरिणीवृत्तत्रयम् ]

इतो लोभः क्षोभ जनयति दुरन्तो दव इवो-
ल्लसल्लाभाम्भोभि कथमपि न शक्य शमयितुम् ॥
इतस्तृष्णाऽक्षाणा तुदति मृगतृष्णेव विफला ।
कथ स्वस्थैः स्थेय विविधभयभीमे भववने ॥१॥

गलत्येका चिन्ता भवति पुनरन्या तदधिका ।
मनोवाक्काये हा विकृतिरतिरोपात्तरजस ॥
विपद्गर्तावर्त्ते झटिति पतयालो प्रतिपद ।
न जन्तो. ससारे भवति कथमप्यर्तिविरति' ॥२॥

सहित्वा सन्तापानशुचिजननीकुक्षिकुहरे ।
ततो जन्म प्राप्य प्रचुरतरकष्टक्रमहत ॥
सुखाभासैर्यावत् स्पृशति कथमप्यर्तिविरतिं ।
जरा तावत् काय कवलयति मृत्यो सहचरी ॥३॥

[ उपजातिवृत्तम् ]

विभ्रान्तचित्तो बत बम्रमीति,
पक्षीव रुद्धस्तनुपञ्जरेऽङ्गी ।
नुन्नो नियत्याऽतनुकर्मतन्तु-
सदानित सन्निहिताऽन्तकौतु.-

[ अनुष्टुब् वृत्तम् ]

अनंतान् पुद्गलावर्तानननन्ताऽनन्तरूपभृत् ।
अनंतशो भ्रमत्येव जीवोऽनादिभवार्णवे ॥७॥

" त्रीजी संसारभावना. "

१, એક તરફ દુરંત દાવાનળની જેવો લોભ વધતા જતા લાભરૂપ પાણીવડે કોઇ રીતે શમાવી શકાતો નથી. અને બીજી તરફ મૃગતૃષ્ણા (ઝાંઝવાંનાં જળ) ની જેવી ખોટી વિષયતૃષ્ણા પ્રાણીઓને પીડા કરી રહી છે. આવી રીતે વિવિધ ભયથી ભયંકર ભવવનમાં શી રીતે સ્વસ્થ-નિશ્ચિન્ત રીતે રહી શકાય ?

૨, અતિ રોષથકી રજોગુણને પામેલા અને પગલે પગલે આપત્તિના ઉંડા ખાડામાં જલદી પડનારા જંતુના દુઃખનો શી રીતે અંત આવે ? (તેની) એક ચિંતા મટે છે ત્યાં તેથી અધિક બીજી ચિંતા ઉભી થાય છે એમ મન, વચન અને કાયામાં વિકૃતિ (વિકાર) સ્ફુરે છે એ ખેદની વાત છે.

૩, અશુચિમય માતાના ઉદરરૂપ કુવામાં સંતાપને સહ્યા પછી અનુક્રમે મોટાં મોટાં કષ્ટને વેઠી જન્મ પામી ક્ષણિક અને કલ્પિત સુખોવડે જેવામાં પોતે કોઇ કોઇ રીતે દુઃખનો આરો આવ્યો માને છે તેવામાં તો મૃત્યુની બેનપણી જરા અવસ્થા આવીને કાયાનો કોળીઓ કરી જાય છે.— [તેથી બાપડા સંસારી જીવોને કયાંય પણ ઠરીને ઠામ બેસવાનો વખત આવતોજ નથી.]

૪, ભવિતવ્યતાવડે પ્રેરાયેલો, ભારે કર્મરૂપી દોરથી બધાયેલો, અને કાળરૂપી બિલાડાની સમીપે રહેલો જીવ દિગ્મૂઢ છતો પખીની પેરે દેહ–પાજરમા રૂધાયેલો ભમ્યાજ કરે છે

૫ અનતાનત દેહને ધારણ કરતો જીવ અનત પુદ્ગલ પરાવર્ત પર્યંત અનાદિ ભવ સમુદ્રમા અનતી વાર ભ્રમણ કર્યાજ કરે છે

## तृतीय भावनागेयाष्टक [ केदाररागेण गीयते ]

[ शातसुधारसकुडमा ए देशी ]

कलय ससारमतिदारुण, जन्ममरणादिभयभीत रे।
मोहरिपुणेह सगलग्रह,
प्रतिपद विपदमुपनीत रे॥ कलय० ॥१॥
स्वजनतनयादिपरिचयगुणैरिह मुधा वध्यसे मूढ रे।
प्रतिपद नवनवैरनुभवै,
परिभवैरसकृदुपगूढ रे॥ कलय० ॥२॥
घटयसि क्वचन मदमुन्नते, क्वचिदहो हीनतादीन रे।
प्रतिभव रूपमपरापर वहसि,
बत कर्मणाऽऽधीन रे॥ कलय० ॥३॥
जातु शैशवदशापरवशो, जातु तारुण्यमदमत्त रे।
जातु दुर्जयजराजर्जरो जातु,
पितृपतिकराऽऽयत्त रे॥ कलय० ॥४॥
व्रजति तनयोपि ननु जनकता, तनयता व्रजति पुनरेष रे।

भावयन् विकृतिमिति भवगतेस्त्यजतमां
नृभवशुभशेष रे ॥ कलय० ॥५॥
यत्र दुःखार्तिगददवलवैरनुदिनं दह्यसे जीव रे।
हंत तत्रैव रज्यसि चिरं,
मोहमदिरामदक्षीव रे ॥ कलय० ॥६॥
दर्शयन् किमपि सुखवैभवं संहरंस्तदथ सहसैव रे।
विप्रलंभयति शिशुमिव जनं,
कालबटुकोऽयमत्रैव रे ॥ कलय० ॥७॥
सकलसंसारभयभेदकं जिनवचो मनसि निवधान रे।
विनय परिणमय निःश्रेयसं,
विहित शमरससुधापान रे ॥ कलय० ॥८॥

इतिश्री शांतसुधारसगेयकाव्ये संसारभावनाविभावनो नाम तृतीयः प्रकाशः ॥

त्रीजी भावना अष्टक.

१, मोहरिपु वडे अहिं (प्रगट) गळे पकडीने पगले पगले विपदाने पमाडेला हे जीव! तुं आ संसारने जन्म मरणादिक भयथी भरेलो अत्यंत बीहामणो समज.

२, हे मूढ आत्मन्! स्वजन पुत्रादिकना परिचयरूप बंधनथी तुं शा माटे व्यर्थ बंधाय छे? पगले पगले नव नवा अनुभववडे अने पराभववडे तुं वारंवार व्यास थयेलो छे [ ते तपास ]

૩, અહો કવચિત્ તું સંપત્તિનો મદ કરે છે અને કવચિત્ દારિદ્રથી દીન બને છે (વળી) ખેદની વાત છે કે દરેકભવે કર્મ વશવર્તી તું નવ નવા ભિન્ન ભિન્નરૂપને ધારણ કરે છે [મતલબ કે આ સંસાર રૂપ રંગભૂમિમાં તું કર્મને આધીન બની નવા પ્રકારના નાટકીયાના જેવા વેશ ધરે છે]

૪ કવચિત્ તું બાલ્ય અવસ્થાને આધીન હોય છે, કવચિત્ તરૂણ વયના મદથી મત્ત હોય છે, કવચિત્ દુર્જય જરાથી જર્જરિત થયેલો હોય છે, અને કવચિત્ યમના હાથે ચડેલો હોય છે [આમ તારા વિધવિધ રૂપ રંગ થયા કરે છે]

૫ પુત્ર પણ દૈવવશાત્ ખરેખર પિતાપણે ઉપજે છે અને પિતા વળી પુત્ર પણે અવતરે છે, એવી રીતે સંસાર સ્થિતિની વિષમતા ભાવતો છતો હે ભાઈ! સંસારના હેતુને તું તિલાંજલિ દે કારણ હજુ આ મનુષ્ય ભવરૂપ શુભ સામગ્રી તારી પાસે બાકી છે માટે પ્રયત્ન કર

૬ રે જીવ! જેમાં તું અનેક પ્રકારના દુઃખ ચિંતા અને અનેક પ્રકારના રોગરૂપ અગ્નિજ્વાલા વડે પ્રતિદિન પચાય છે, (બળ્યાજ કરે છે) તેમાં જ તું મોહ મદિરાના મદથી નષ્ટ બુદ્ધિવાળો થઇને લાંબો વખત રાગ ધરે છે, એ મહા ખેદની વાત છે [ચતુર માણસ તો એવી દુઃખ દંદોલીથી મુક્ત થવા એક ક્ષણ પણ પ્રમાદ કરે નહિ, પણ સંપૂર્ણ પુરુષાર્થથી સમસ્ત દુઃખનો અંત કરવાજ યત્ન કરે]

૭ આ કાલરાક્ષસ અર્ધોજ માણસને કંઇક સુખ સમૃદ્ધિ બતાવી, તે જ સુખ સમૃદ્ધિને (એકી જ) સાથે સંહરી

લઇ લોકોને એક બાળકની જેમ ઠગી લે છે. [તો ભવાન્તરની શી વાત કરવી.]

૮, સકળ સંસાર સબંધી ભયને ભેદી નાખનારાં જિનવચનને તું તારા મનમાં ધારણ કર અને શમરસ રૂપ અમૃતપાન કરી હે આત્મન્! તું સમસ્ત દુઃખના સંપૂર્ણ વિલયરૂપ અને એકાંત સુખના સ્થાનરૂપ મોક્ષને પ્રાપ્ત કર! એમ શ્રીમાન્ વિનય વિજયજી મહારાજ ઉપદિશે છે,

ઇતિ તૃતીય ભાવનાર્થ.

—o—

## अथ एकत्वभावना.

[ स्वागतावृत्तम् ]

एक एव भगवानयमात्मा, ज्ञानदर्शनतरंगसरंगः
सर्वमन्यदुपकल्पितमेतद्,
व्याकुलीकरणमेव ममत्वम् ॥१॥

[ प्रबोधता वृत्तत्रयम् ]

अबुधैः परभावलालसालसदज्ञानदशावशात्मभिः ।
परवस्तुषु हा स्वकीयता,
विषयावेशवशाद्धि कल्प्यते ॥२॥
कृतिनां दयितेति चिंतनं, परदारेषु यथा विपत्तये ।
विविधार्तिभयावहं तथा, परभावेषु ममत्वभावनम् ॥३॥
अधुना परभावसंवृत्ति, हर चेतः परितोवगुंठितम् ।
क्षणमात्मविचारचंदन-द्रुमवातोर्मिरसाः स्पृशंतु माम् ॥४॥

[ अनुष्टुप् वृत्तम् ]

एकता समतोपेतामेनामात्मन् विभावय ।
लभस्व परमानंदसंपद् नमिराजवत् ॥५॥

' ચોથી એકત્વ ભાવના "

૧, જ્ઞાન દર્શન તરંગથી શોભનો એવો આ આત્મા જ એક ( આરાધન કરવા યોગ્ય ) ભગવાન્ છે બાકીનું આ બધુ ઉપકલ્પિત ( કલ્પી લીધેલું ) સુખ તો વ્યાકુળતા કરનાર મમત્વ માત્ર છે [મતલબ કે સારભૂત તો આત્માજ છે, તે શિવાયનો બધો પ્રપંચ કેવળ ભ્રમજાળ યા મોહજાળ રૂપ મમત્વની વૃદ્ધિ કરનારજ જણાય છે]

૨, પરવસ્તુ પ્રત્યેની લાલસાથી જાગતી અજ્ઞાન દશાને વશ પડેલા મૂઢજનો ખેદ છે કે તે વિષય સબંધી આવેશ ( અભિનિવેશ-આગ્રહ ) ને વશ થઇ પરપુદ્ગલિક વસ્તુઓમા પણ પોતાપણાની બુદ્ધિની કલ્પના કરી લે છે [એટલે કે આત્માના એકત્વને ભૂલી જઈ ધન સ્ત્રી પુત્રને પોતાના માની સંસારમા આસક્ત બને છે]

૩, જેમ પુણ્યવંત આત્માને પરસ્ત્રીને વિષે ' સ્વદારા ' એવું ચિંતવન વિપત્તિને માટે થાય છે, તેમ વિવિધચિંતા અને ભયને ઉત્પન્ન કરનાર પરવસ્તુ પ્રત્યેનો મમત્વભાવ વિપત્તિને માટે થાય છે [માટે પરવસ્તુમા મમત્વભાવ ન કરવો જોઇએ]

૪, હવે ! હે ચિત્ત ! ચારે બાજુથી વીંટાએલી એવી

પરભાવની સંસૃત્તિ તું હરી લે. જેથી ક્ષણવાર આત્મ વિચારરૂપ ચંદન વૃક્ષના પવનની લહેરીનો રસ મને સ્પર્શે.

૫, સમતાથી વ્યાપ્ત એવી આ એકત્વ ભાવનાને હે આત્મન્ તું વિચાર ! અને નમિરાજર્ષિની પેરે પરમાનંદ સંપદાને પ્રાપ્ત કર !

## चतुर्थभावनागेयाष्टकं.

[ परजीया रागेण गीयते. ]

विनय चिंतय वस्तुतत्त्वं जगति निजमिह कस्य किम् ।
भवति मतिरिति यस्य हृदये,
दुरितमुदयति तस्य किम् ॥ वि० ॥१॥
एक उत्पद्यते तनुमानेक एव विपद्यते ।
एक एव हि कर्म चिनुते, सैककः फलमश्नुते ॥ वि० ॥२॥
यस्य यावान् परपरिग्रहो विविधममतावीवधः ।
जलधिविनिहितपोतयुक्त्या, पतति तावदसावधः ॥ वि० ॥
स्वस्वभावं मद्यमुदितो, भुवि विलुप्य विचेष्टते ।
दृश्यतां परभावघटनात्, पतति विलुठति जृंभते ॥ वि० ॥
पश्य कांचनमितरपुद्गलमिलितमञ्चति कां दशाम् ।
केवलस्य तु तस्य रूपं, विदितमेव भवादृशाम् ॥ वि० ॥ ५
एवमात्मनि कर्मवशतो, भवति रूपमनेकधा ।
कर्ममलरहिते तु भगवति भासते काञ्चनविधा ॥ वि० ॥ ६
ज्ञानदर्शनचरणपर्यवपरिवृतः परमेश्वरः ।

एक एवानुभवसदने स रमतामविनश्वर' ॥ वि० ॥७॥
न्चिरसमतामृतरस क्षणमुदितमास्वादय मुदा ।
विनयविपयातीतसुखरसरतिरुदञ्चतु ते सदा । वि० ८

इतिश्री शातसुधारसगेयकाव्ये एकत्वभावनाविभावनो नाम चतुर्थ प्रकाश ॥

"ચતુથ ભાવનાષ્ટક"

૧, વિનય વિજયજી મહારાજ કહે છે કે હે આત્મન્! તું તારા વસ્તુસ્વરૂપનો વિચાર કર કે આ જગતમા કોણ કોનુ છે? આવી મતિ જેના હૃદયમા ઉપજે છે તેને દુરિત (દુખ) નો ઉદય કેમ થાય? [અર્થાત્ ન જ થાય કારણ મમત્વભાવ નષ્ટ થતા ક્લેશ થતો નથી]

૨, દેહધારી (જીવ) એકલોજ ઉપજે છે અને એકલોજ ચ્યવે છે (મરણ પામે છે) તે એકલોજ કર્મ બાધે છે અને એકલોજ તેના ફળ ભોગવે છે

૩, વિવિધ પ્રકારની મમતારૂપ બોજાવાળો જેને જેટલો પરિગ્રહ હોય છે તે સમુદ્રમા રહેલા વહાણ ની યુક્તિથી તેટલોજ નીચે (તળીયે) જાય છે

૪, જેમ મદિરાપાનથી ઉન્મત્ત બનેલો જીવ સ્વસ્વભાવ (મૂળ પ્રકૃતિ) ને તજી દઈને જુદાજ પ્રકારની ચેષ્ટા કરવા મડી જાય છે તેમ પરભાવના સગથી જીવ સ્વસ્વભાવ ચુકીને સસાર ચક્રમા પડે છે લોટે છે [અરહો પરહો અથડાય છે–રગદોળાય છે અને ભવવૃદ્ધિ કરે છે]

૫, જો! કાચન (સુવર્ણ) બીજી ધાતુની સાથે મળ્યું

છતું કેવી ખરાબ દશાને પામે છે ? અને કેવા પ્રકારના ભેગ વગરના વિશુદ્ધ કાંચનનું સ્વરૂપ તો તમારી જેવા સૂજ્ઞને સુવિદિતજ છે. [તે પ્રમાણે પરપુદ્ગળથી મળેલ આત્મા કેવા અનર્થને પામે છે તે અને શુદ્ધ આત્મા કેવો છે તે વિચાર.]

૬, એમ આત્માને વિષે કર્મના સંયોગથી અનેક પ્રકારનાં રૂપ થાય છે, અને કર્મમળ રહિત આત્મા–પરમાત્માને વિષે તો વિશુદ્ધ કાંચનની જેવો ચોખ્ખો જ અનુભવ થાય છે, અર્થાત્ વિશુદ્ધ આત્માનું તો એકજ અખંડ, અવિચળ–નિર્વિકલ્પ–રૂપજ હોય છે.

૭, જ્ઞાન દર્શન અને ચારિત્રગુણથી વ્યાપ્ત એવા આ અવિનશ્વર (અક્ષય) વીતરાગ પરમાત્મા એકલાજ (સ્વતંત્ર પણે) અનુભવ સદન (મહેલ) માં રમણ કરો !

૮, હે ! આત્મન્ આ સહેજે પ્રાપ્ત થયેલા મનોહર શાન્ત સુધારસનું તું પ્રેમ પૂર્વક ક્ષણભર પાન કર ! અને તે વિષયાતીત (અતીંદ્રિય) સુખ રસનો સ્વાદ લેવામાં રતિ સદા ઉદય પામો જાગૃત રહો ! ઇતિચતુર્થ ભાવનાર્થ.

## अथ अन्यत्व भावना.

[ उपजातिवृत्तम् ]

परः प्रविष्टः कुरुते विनाशं ।
लोकोक्तिरेषा न मृषेति मन्ये ॥
निर्विश्य कर्माणुभिरस्य किम् किम् ।
ज्ञानात्मनो नो समपादि कष्टम् ॥१॥

[ स्वागता वृत्तम् ]

खिद्यसे ननु किमन्यकथार्त
मर्वदेव ममतापरतंत्र ॥
चिंतयस्यनुपमान्कथमात्म-
न्नात्मनो गुणमणीन्न कदापि ॥२॥

[ शार्दूलविक्रीडित वृत्तद्वयम् ]

यस्मै त्व यतसे बिभेपि च यतो यत्राऽनिशं मोदसे ।
यद्यच्छोचसि यदिच्छसि हृदा यत्प्राप्य पेप्रीयसे ॥१॥
स्निग्धो येषु निजस्वभावममलं निर्लोठ्य लालप्यसे ।
तत्सर्वं परकीयमेव भगवन्नात्मन्न किञ्चित्तव ॥२॥
दुष्टाः कष्टकदर्थनाः कति न ताः सोढास्त्वया संसृतौ ।
तिर्यङ्नारकयोनिषु प्रतिहतच्छिन्नो विभिन्नो मुहुः ॥३॥
सर्वं तत्परकीयदुर्विलसितं विस्मृत्य तेष्वेव हा ।
रज्यन्मुह्यसि मूढतानुपचरन् नात्मन्न किं लज्जसे ?॥४॥

[ अनुष्टुब्वृत्तम् ]

ज्ञानदर्शनचारित्रकेतना चेतना विना ।
सर्वमन्यद्विनिश्चित्य यतस्व स्वहितासये ॥५॥

"પાચમી અન્યત્વ ભાવના"

૧, 'પરાયા પેઠો વિનાશ કરે' એ લોકોક્તિ સત્ય છે, એમ હું માનું છું કેમકે કર્મના પરમાણુઓએ અંદર પેસારો કરીને જ્ઞાન સ્વરૂપી આત્માને શું શું કષ્ટ ઉપજાવ્યુ નથી? [અર્થાત્ કમાણુઓ વડે જ તેનો વિનાશ થયેલો છે]

૨, હે આત્મન્! તું નિશ્ચે મમતાને પરતંત્ર રહી સદા સર્વદા પરપુદ્ગલિક કથાથી કદર્થિત છતો શામાટે ખેદ પામ્યા કરે છે? તારા અનુપમ ગુણરત્નોનો કદાપિ કેમ વિચાર કરતો નથી? [નિજગુણરત્નોનો જ વિચાર સદા સર્વદા કર્તવ્ય છે, તેજ કલ્યાણકારી સર્વ દુઃખથી સર્વથા મુક્ત કરનાર છે.]

૩, હે પ્રિય! જ્ઞાની આત્મન્, તું જેના માટે યત્ન કરે છે,જેનાથી તું બીહે છે, જેમાં તું સદાય આનંદ માને છે, જેનો તું શોચ કરે છે, જેને જેને તું ઇચ્છે છે અને જેને પામીને તું પ્રીતિને પરવશ થઈ જાય છે, અને જેમાં સ્નેહથી રંગાયો છતો તું તારા નિર્મલ સ્વભાવને મૂકી દઇ જેમ આવે તેમ અસમંજસ બોલે છે, તે સર્વ પરાયુજ છે [તેમાંનું કંઈપણ તારૂં નથી જ, તેનો તુ ઉંડો ઉતરીને વિચાર કરી જો.!]

૪, સંસારચક્રમાં પરિભ્રમણ કરતાં તેં કેટલી માઠી કષ્ટ–કદર્થનાઓ સહી નથી? તેમજ નરક તિર્યંચ સંબંધી યોનિઓમાં તું વારવાર વિડંબિત થયો છતો છેદન ભેદન પામ્યો છે, તે સર્વ પરપુદ્ગલસંગનો દુષ્ટ અનુભવ વિસરી જઇને તેમાંજ રાગ ધરતો હે મૂઢ! તું મુંઝાઈ જાય છે, અને તેઓનેજ સેવતો છતો કેમ (લગારે) લાજતો નથી.

૫, જ્ઞાન, દર્શન અને ચારિત્ર લક્ષણ ચેતના વિના બાકીનું બધું પર છે, એવો દ્રઢ નિશ્ચય કરીને હે આત્મન્! તું સ્વહિત પ્રાપ્તિને માટે પ્રયત્ન કર.!

## पचमभावना [ गेयाष्टकम् ]

[ श्रीरागेण गीयते तुजगुण पार नहि मूअणो ए देशी ]

विनय निभालय निजभवन तनुधनसुतसदनस्वजनादिषु
किं निजमिह कुगतेरवनम् ॥ वि० ॥ १ ॥

येन सहाश्रयसेऽतिविमोहादिदमहमित्यविभेदम् ।
तदपि शरीर नियतमधीर
त्यजति भव'त धृतखेदम् ॥ वि० ॥२॥

जन्मनि जन्मनि विविधपरिग्रहमुपचिनुषे च कुटुबम् ।
तेषु भवन्त परभवगमने
नानुसरति कृशमपि सुबम् ॥ वि० ॥३॥

त्यज ममतापरितापनिदान परपरिचयपरिणामम् ।
भज नि'सगतया विशदीकृत-
मनुभवसुखरसमभिरामम् ॥ वि० ॥४॥

पथि पथि विविधपथै' पथिकै सह कुरुते क. प्रतिबन्धम् ।
निजनिजकर्मवशै स्वजनै
सह किं कुरुषे ममताबन्धम् ॥ वि० ॥५॥

प्रणयविहीने दधदभिषग सहते बहुसतापम् ।
त्वयि नि प्रणये पुद्गलनिचये
वहसि मुधा ममतातापम् ॥ वि० ॥६॥

त्यज सयोग नियतवियोग कुरु निर्मलमवधानम् ।
न हि विदधान' कथमपि तृप्यसि
मृगतृष्णाघनरसपानम् ॥ वि० ॥७॥

मूढात्मानो वयमपमलाः प्रीतिमित्याश्रयन्ते ।
नो शुध्यन्ते कथमवकरः शक्यते शोद्धुमेवम् ॥२॥

[ शार्दूलविक्रीडितं वृत्तम् ]

कर्पूरादिभिरर्चितोऽपि लशुनो नो गाहते सौरभं ।
नाजन्मोपकृतोऽपि हन्त पिशुनः सौजन्यमालंबते ॥
देहोऽप्येष तथा जहाति न नृणां स्वाभाविकीं विस्रतां ॥
नाभ्यक्तोऽपि विभूषितोऽपि बहुधा
पुष्टोऽपि विश्वस्यते ॥३॥

[ उपेन्द्रवज्रावृत्तम् ]

यदीयसंसर्गमवाप्य सद्यो, भवेच्छुचीनामशुचित्वमुच्चैः।
अमेध्ययोनेर्वपुषोस्य शौच–संकल्पमोहोऽयमहो महीयान

[ स्वागतावृत्तम् ]

इत्यवेत्य शुचिवादमतथ्यं, पथ्यमेव जगदेकपवित्रम् ।
शोधनं सकलदोषमलानां, धर्ममेव हृदये निदधीथाः ॥

"છઠી અશુચિ ભાવના."

૧, જેમ છિદ્રયુક્ત મદિરાનો ઘડો તેમાંથી ટપકતા મદિરાનાં ટીપાંના સંગથી અશુચિ થયેલો હોવાથી બાહિરના ભાગમાં પવિત્ર માટીથી મસળીને તેને ગંગાજળથી બહુવાર ધોયો છતાં તે પવિત્ર થઈ શકતો નથી, તેમ પ્રાણીઓની કાયા મહા બિભત્સ ( દુગંછનીય ) હાડકાં, વિષ્ટા, મૂત્ર અને રજસના ઢગલારૂપ હોવાથી ગમે તેટલા ઉપચારથી સાફ કરવામાં આવે તો પણ શુદ્ધ થઈ શકતી નથી.

૨, ૩, મોહમૂઢપ્રાણીઓ વારવાર શુદ્ધ જળથી અત્યત સ્નાન કરે છે, અને મલથી ભરેલા દેહનેચદનથી ચરચે છે અને એમ કરીને આપણે નિર્મળ થયા છીએ એમ માની ખુશ થાય છે, પણ તે કદાપિ શુદ્ધ થઇ શકતા નથી, કેમકે ઉકરડો એમ શી રીતે સાફ થઇ શકે ? ॥૨૩॥ જેમ કપૂર વિગેરે સુગધિ દ્રવ્યોથી વાસિત કરેલુ પણ લસણ સુગધિ થતુ નથી અને જન્મપર્યંત ઉપકાર કર્યા છતા પણ દુર્જન સજ્જનતાને પામતો નથી, તેમ આ મનુષ્યોનો દેહ પણ પોતાની સ્વાભાવિક અશુચિને તજતો નથી બહુ પેરે સુગધિ તેલ વિગેરેથી મસળ્યા છતા, વસ્ત્રાલકરથી વિભૂષિત કર્યા છતા અને ખાનપાનથી પુષ્ટ કર્યા છતા, તે વિશ્વામ કરવા યોગ્ય થતો નથી [મતલબ કે ગમે તેટલા ઉપચારથી પણ દેહ પોતાનો જાતિસ્વભાવ તજતો નથી ]

૪, જેનો સમર્ગ (સયોગ) પામીને પવિત્ર વસ્તુઓ પણ જલદી અપવિત્ર થઇ જાય છે, તેમ છતા અહો ! એવા અશુચિના કારણરૂપ શરીરને શુચિ કરવાનો ભ્રમ જીવોને કેવો ભારે પીડાકારક છે !

૫, એવી રીતે શરીરશૌચનો પક્ષ ખોટો જાણીને સકળ દોષરૂપ મળને સાફ કરનાર, પથ્ય (હિતકર) અને જગતમા પરમ પવિત્ર એવા ધર્મનેજ હે આત્મન્ ! તુ તારા હૃદયમા નિશ્ચયપૂર્વક ધારણ કર !

## षष्ठभावना [ गेयाष्टकम् ]

[ आसावरी रागेण गीयते । कागा रे तनु चुनि चुनि जावे ए देशी ]

भावय रे वपुरिदमतिमलिन,

विनय विबोधय मानसमलिनम् ।
पावनमनुचिन्तय विभुमेकं,
परममहोमयमुदितविवेकम् ॥ भा० ॥१॥
दम्पतिरेतोरुधिरविवर्त्ते,
किं शुभमिह मलकश्मलगर्ते ।
भृशमपि पिहितः स्रवति विरूपं,
को बहु मनुतेऽवस्करकूपम् ॥ भा० ॥२॥
भजति सचन्द्रं शुचिताम्बूलं,
कर्तुं मुखमास्यमनुकूलम् ।
तिष्ठति सुरभि कियन्तं कालं,
मुखमसुगन्धि जुगुप्सितलालम् ॥ भा० ॥३॥
असुरभिगन्धवहोऽन्तरचारी,
आवरितुं शक्यो न विकारी ।
वपुरुपजिघ्रसि वारंवारं,
हसति बुधस्तव शौचाचारम् ॥ भा० ॥४॥
द्वादश नव रन्ध्राणि निकामं,
गलदशुचीनि न यान्ति विरामम् ।
यत्र वपुषि तत्कलयसि पूतं,
मन्ये तव नूतनमाकूतम् ॥ भा० ॥५॥
अशितमुपस्करसंस्कृतमन्नं,
जगति जुगुप्सां जनयति हन्नं ।
पुंसवनं धैनवमपि लीढं,
भवति विगर्हितमतिजनमीढम् ॥ भा० ॥६॥

केवलमलमयपुद्गलनिचये,
अशुचीकृतशुचिभोजनसिचये ।
वपुषि विचिन्तय परमिह सार,
शिवसाधनसामर्थ्यमुदारम् ॥ भा० ॥७॥
येन विराजितमिदमतिपुण्य,
तच्चिन्तय चेतन ? नैपुण्यम् ।
विशदागममधिगम्य निपान,
विरचय शान्तसुधारसपानम ॥ भा० ॥८॥

इति श्रीशातसुधारसगेयकाव्येऽशोचभावनाविभावनो नाम षष्ठः प्रकाश ॥

## છઠ્ઠી ભાવનાનો અર્થ

૧, હે આત્મન્! આ દેહ અતિ અપવિત્ર છે એમ તુ વિચાર અને તારા હૃદયકમળને વિકસિત કર તેમજ પવિત્ર વ્યાપક એક પરમ તેજમય અને વિવેક પામેલ આત્મ સ્વરૂપને વિચાર જેથી તુ પરમ મહોદયને પામી શકીશ

૨, સ્ત્રી પુરૂષના રૂધિર અને વીર્યના વિકાર–પરિણામરૂપ આ મલમય અપવિત્ર ખાડામા શું સારૂ છે, બહુ યત્નથી તેનું મુખ બ ધ કર્યા છતા પણ તેમાથી દુર્ગંધ નિકળ્યાજ કરે છે આથી આવા અશુચિથી ભરેલા કુવાનો કોણ અતિ આદર કરે? [જ્ઞાની–વિવેકી તો નજ કરે કેવળ મૂઢ–ગમાર હોય તેજ કરે]

૩ મુખને સારૂ સુગ ધિત કરવાને કોઇ કપૂરયુક્ત તાબુલ ખાય છે, તો પણ દુગ છનીક લાળથી યુક્ત તે અસુગન્ધિ મુખ કેટલાક કાળ સુગ ધિ રહી શકે છે?

૪, શરીરની અંદર ફરતો ખરાબ વિકારી વાયુ એમ કંઇ કોઇથી રોકી શકાતો નથી, તેમ છતાં તું વારંવાર શરીરને સુગંધિ દ્રવ્યો લેપી સુંધ્યા કરે છે. આથી આ તારો શૌચાચાર (અપવિત્ર દેહને પવિત્ર બનાવવાનો પ્રયત્ન) સુજ્ઞ વિવેકી જનો હસી કાઢે છે, [કેમકે તે બધો તારો ફોગટ પ્રયત્ન છે, અથવા તો તે કેવળ ભ્રમરૂપજ છે. કારણકે અંદરની અપવિત્ર વસ્તુ બહારની ટાપટીપથી સુગંધિત થતી નથી.]

૫, જે શરીરમાં અત્યંત અશુચિને વહેતાં સ્ત્રીનાં બાર અને પુરૂષનાં નવ દ્વાર ક્ષણવાર પણ વિરામ પામતાં નથી, તે શરીરને તું પવિત્ર ગણે છે; એ તારો કોઇ અભિનવ (વિચિત્ર) અભિપ્રાય જણાય છે.

૬, અનેક જાતના ઉપચારથી નીપજાવેલું અન્ન ખાધું છતું વિષ્ટારૂપ થઈ જગતમા જુગુપ્સા (દુગછા) ઉપજાવે છે અને વીર્યને વધારનારૂં સુંદર દૂધ પીધું છતું ભારે દુગંછનિક મૂત્રના પરિણામને પામે છે.

૭, માટે હે આત્મન્! પવિત્ર વસ્ત્ર અને ભોજનને અપવિત્ર કરી નાંખનારા કેવળ મલયુક્ત પુદ્ગળના પુંજવાળા આ દેહમાં જે મોક્ષ સાધનનું ઉદાર સામર્થ્ય રહેલું છે તેને જ પરમસારભૂત સમજ!

૮, જેનાવડે આ શરીર અતિપવિત્ર બને એવી નિપુણતાનો હે ચેતન! તું વિચાર કર! અને નિર્મળ સિદ્ધાન્તરૂપ જળાશય પામીને તું શાન્તસુધારસનું પાન કર! એજ તને કલ્યાણકારી છે.

## अथ सप्तमाश्रवभावना.

[ भुजङ्गप्रयात वृत्तम् ]

यथा सर्वतो निर्झरैरापतद्भिः,
प्रपूर्येत सद्यः पयोभिस्तटाकः ।
तथैवाश्रवैः कर्मभिः सभृतोङ्गी,
भवेद्व्याकुलश्चञ्चलः पङ्किलश्च ॥१॥

[ शार्दूलविक्रीडित वृत्तम् ]

यावत्किञ्चिदिवानुभूय तरसा कर्मेह निर्जीर्यते ।
तावद्धाश्रवशत्रवोऽनुसमयं सिञ्चन्ति भूयोपि तत् ॥
हा कष्टं कथमाश्रवप्रतिभटाः शक्या निरोद्धुं मया ।
संसारादतिभीषणान्मम हहा मुक्तिः कथं भाविनी ॥२॥

[ प्रहर्षिणीवृत्तम् ]

मिथ्यात्वाविरतिकषाययोगसंज्ञा-
श्चत्वारः सुकृतिभिराश्रवाः प्रदिष्टाः ॥
कर्माणि प्रतिसमयं स्फुटैरमीभिर्बध्नन्तो ।
भ्रमवशतो भ्रमन्ति जीवाः ॥३॥

[ रथोद्धतावृत्तम् ]

इन्द्रियाव्रतकषाययोगजाः
पञ्च पञ्च चतुरन्वितास्त्रयः ।
पञ्चविंशतिरसत्क्रिया इति,
नेत्रवेदपरिसंख्ययाऽप्यमी ॥४॥

[ इन्द्रवज्रावृत्तम् ]

इत्याश्रवाणामधिगम्य तत्त्वं,
निश्चित्य सत्त्वं श्रुतिसन्निधानात् ।
एषां निरोधे विगलद्विरोधे,
सर्वात्मना द्राग् यतितव्यमात्मन् ॥ ५ ॥

" સાતમી આશ્રવભાવનાનો અર્થ "

૧, જેમ સર્વ બાજુથી આવતા પાણીના ઝરણાં-વડે તળાવ તરત ભરાઇ જાય છે તેમ સતત આવતાં કર્મોવડે વ્યાપ્ત થયેલો જીવ વ્યાકુળ ચંચળ અને પાપપંકથી ચીકણો થાય છે.

૨, જેટલામાં થોડુંક કર્મ અનુભવીને હું ક્ષય કરૂં છું તેટલામા તો આશ્રવ શત્રુઓ સમયે સમયે તે કર્મને ફરી પાછાં એકઠાં કરે છે. અરે ! કષ્ટની વાત છે કે આ આશ્રવશત્રુ-ઓને મારે શી રીતે અટકાવવા ? અને હા ! હા ! આ અતિ ભયંકર ભવઅટવીથકી મ્હારો શી રીતે છુટકો થઈ શકશે ?

૩, મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ [ મન વચન અને કાયા સબંધી વ્યાપાર ] નામના ચાર આશ્રવો પંડિતોએ કહ્યા છે. અને એ પ્રગટ ચાર આશ્રવ હેતુઓવડે ભ્રમથી દરેક સમયે કર્મબાંધતા જીવો ભ્રમણ કર્યા કરે છે.

પાચ ઇંદ્રિય; પાંચ અવ્રત; ચાર કષાય, યોગ ત્રણ અને પચીસ ખરાબ ક્રિયા મળીને આશ્રવોના ૪૨ ભેદ થાય છે.

૫, એવી રીતે આશ્રવોનું તત્ત્વ જાણી, શાસ્ત્ર પરિચયથી તેમના અનિતત્વનો નિશ્ચય કરીને વિરોધ-રહિત તેમનો નિરોધ કરવામાં હે આત્મન્ ! તું સર્વ શક્તિથી શીઘ્ર યત્ન કર

## सप्तमभावना [ गेयाष्टकम् ]

[धनाश्रीरागेण गीयते भोलिडा रे हसारे विषय न राचिये पदरूपो]

परिहरणीया रे, सुकृतिभिराश्रवा ।
हृदि समतामवधाय ॥
प्रभवन्त्येते रे, भृशमुच्छृंखला ।
विभुगुणविभववधाय ॥ परि० ॥ १ ॥
कुगुरुनियुक्ता रे, कुमतिपरिप्लुता ।
शिवपुरपथमपहाय ॥
प्रयतन्तेऽमी रे, क्रियया दुष्टया ।
प्रत्युत शिवविरहाय ॥ परि० ॥ २ ॥
अविरतचित्ता रे, विषयवशीकृता । विहन्यन्ते विततानि ॥
इह परलोके रे, कर्मविपाकजान्य-
विरलदुःखशतानि ॥ परि० ॥ ३ ॥
करिझषमधुपा रे, शलभमृगादयो । विषयविनोदरसेन ।
हन्त लभन्ते रे, विविधा वेदना ।
बत परिणतिविरसेन ॥ परि० ॥ ४ ॥
उदितकषाया रे, विषयवशीकृता । यान्ति महानरकेषु ॥
परिवर्तन्ते रे, नियतमनन्तशो ।

जन्मजरामरणेषु ॥ परि० ॥ ५ ॥
मनसा वाचा रे, वपुषा चञ्चला । दुर्जयदुरितभरेण ॥
उपलिप्यन्ते रे, तत आश्रवजये ।
यततां कृतमपरेण ॥ परि० ॥ ६ ॥
शुद्धा योगा रे, यदपि यतात्मनां । स्रवन्ते शुभकर्माणि ॥
काञ्चननिगडांस्तान्यपि जानीयात् ।
हतनिर्वृत्तिशर्माणि ॥ परि० ॥ ७ ॥
मोदस्वैवं रे, साश्रवपाप्मनां । रोधे धियमाधाय ॥
शान्तसुधारसपानमनारतं ।
विनय विधाय विधाय ॥ परि० ॥ ८ ॥

इति श्रीशांतसुधारसगेयकाव्ये आश्रवभावनाविभावनो नाम
सप्तमप्रकाशः

## " સાતમી ભાવના અષ્ટકનો અર્થ "

૧ પુણ્યશાળી—પંડિત પુરૂષોએ હૃદયમાં સમતા ધારણ કરીને આશ્રવો પરિહરવા જોઇએ કેમકે એ અત્યંત ઉચ્છૃંખલ આશ્રવો આત્માની ગુણલક્ષ્મીનો લોપ કરવા સમર્થ થાય છે.

૨, કુગુરૂથી જોડાયેલા અને કુમતિથી પ્રેરાએલા પ્રાણિઓ મોક્ષ માર્ગને તજી દુષ્ટ ક્રિયાવડે ઉલટા સંસાર-વૃદ્ધિને માટે–મોક્ષના વિયોગ માટે અધિક યત્ન કરે છે. [આથી મિથ્યાત્વનુ સ્વરૂપ કહ્યું]

૩. વિષયને વશથયેલા વિરતિશૂન્ય જીવો આ

લોકમા તેમજ પરલોકમા કર્મવિપાકથી ઉત્પન્ન થયેલ નિરતર વિસ્તાર પામેલા સેકડો દુખોને સહ્યા કરે છે

૪, હાથી, મચ્છ, ભ્રમર પતગ અને મૃગાદિક વિષય વિનોદના રસવડે બાપડા પરિણામે વિરસ એવી વિવિધ વેદનાને સહન કરે છે [જ્યારે બાપડા એક એક ઇંદ્રિયના વિષયને વશપડી વિડબના પામે છે તો જે પાચે ઇંદ્રિયોને આધીન બની રહ્યા છે તેમના કેવા હાલ—હવાલ વશે ? એમ વિચારી વિચક્ષણ ભવભીરૂ જનોએ વિષય સુખમા આસકત થવુ ઘટતુ નથી ]

૫, વિષયને વશ થએલા પ્રાણીઓ કષાયથી વ્યાપ્ત બની (મહાનરકાદિકમા) જાય છે અને નિશ્ચે અનતીવખત જન્મ જરા અને મરણના ઘટમાળામા ભમ્યા કરે છે

૬, મન વચન અને કાયાવડે ચચળ થયેલા જીવો આકરા પાપપકથી ચોતરફ લેપાય છે માટે (ચતુર) માણસે આશ્રવનો જય કરવા યત્ન કરવો બીજા કાર્યથી સર્યું

૭, જો કે સયમી જીવોના શુદ્ધ મન, વચન કાયાના યોગો (વ્યાપારો) શુભ કર્મ (પુણ્ય ફળ) આપે છે તો પણ તેમને મોક્ષસુખના પ્રતિબધક સોનાની બેડી જેવા જાણવા, [એટલે કે તેવા શુભકર્મમા પણ મુઝાવુ નહિ, મુમુક્ષુ જનોએ સમસ્ત કર્મની નિર્જરારૂપ કેવળ મોક્ષજ શુદ્ધસાધ્ય રાખવું ]

૮, એવીરીતે આશ્રવયુક્ત પાપનો નિરોધ કરવામા બુદ્ધિને સ્થાપી શાતસુધારસનું સતત (અવિચ્છિન્નપણે) પાન કરી કરીને હે આત્મન્ ! તું આનદ પામ !

**ઇતિ સપ્તમ ભાવનાર્થ સમાપ્ત**

# अथ अष्टमसंवरभावना.

[ स्वागतावृत्तद्वयम् ]

येन येन य इहाश्रवरोधः संभवेन्नियतमौपयिकेन ॥
आद्रियस्व विनयोद्यतचेतास्तत्तदान्तरदृशा परिभाव्य ॥१
संयमेन विषयाविरतत्वे दर्शनेन वितथाभिनिवेशम् ।
ध्यानमार्तमथ रौद्रमजस्रं चेतसः स्थिरतया च
निरुन्ध्याः ॥ २ ॥

[ शालिनीवृत्तम् ]

क्रोधं क्षान्त्या मार्दवेनाभिमानं ।
हन्या मायामार्जवेनोज्वलेन ॥
लोभं वारां राशिरौद्रं निरुन्ध्याः ।
सन्तोषेण प्रांशुना सेतुनेव ॥ ३ ॥

[ स्वागतावृत्तम् ]

गुप्तिभिस्तिसृभिरेवमजय्यान् ।
त्रीन् विजित्य तरसाऽधमयोगान् ॥
साधुसंवरपथे प्रयतेथा ।
लप्स्यसे हितमनाहृतमिद्धम् ॥ ४ ॥

[ मन्दाक्रान्तावृत्तम् ]

एवं रुद्धेष्वमलहृदयैराश्रवेष्वाप्तवाक्य-
श्रद्धाचञ्चत् सितपटपटुः सुप्रतिष्ठानशाली ॥

शुद्धैर्योगैर्जवनपवनैः प्रेरितो जीवपोतः ॥
स्रोतस्तीर्त्वा भवजलनिधेर्याति निर्वाणपुर्याम् ॥ ५ ॥

" આઠમી સવરભાવના "

૧ આત્મન્ ! જે જે ઉપાયોવડે જરૂર આશ્રવોનો રોધ થાય તે તે ઉપાય અતરદષ્ટિ વડે વિચારો ઉલ્લસિત ભાવથી તુ આદર

૨, સયમવડે વિષય અને અવિરતિનો નિગ્રહ કર મમ્યક્ત્વવડે ખોટા હઠ કદાગ્રહનો નિરોધ કર અને ચિત્તની સ્થિરતાવડે આર્ત્તધ્યાન તથા રૌદ્ર ધ્યાનનો તું નિગ્રહ કર

૩, ક્ષમાવડે ક્રોધને નમ્રતાવડે અભિમાનને, અને ઉજ્વળ આર્જવ (સરલતા) વડે માયાને હણી નાખ, તેમજ સમુદ્રજેવા દુસ્તર લોભને ઉચા સેતુ (પાજ) જેવા સતોષવડે રૂધી લે [મતલબ કે તે તે સદુપાયોવડે ક્રોધાદિક ચારે વિષમકષાયોનો તું વિનાશ કર]

૪, વળી ત્રણ ગુપ્તિઓવડે જ દુર્જય એવા અધમ ત્રણ યોગ (મન વચન કાયા) ને સત્વર (શિઘ્ર) જીતી લઈને સાધુયોગ્ય સવરમાર્ગમા તું પ્રબળ પ્રયત્ન કર ' જેથી તું અખડ અને ઉચા પ્રકારનું હિત (મોક્ષ-સુખ) મેળવી શકીશ [ એ વાત ચોક્કસ સમજ ]

૫, આવી રીતે શુદ્ધહૃદયવડે આશ્રવોનો રોધ કર્યે છતે આપ્ત (સર્વજ્ઞ) વચનમા શ્રદ્ધારૂપ શોભતા શ્વેત વસ્ત્ર (સઢ-વાવટા) વડે સુદૃઢ અને મજબૂત પ્રતિષ્ઠાન (ન્ચલ)

વાળું જીવરૂપ જહાજ શુદ્ધ યોગરૂપ ચંચળ પવનવડે પ્રેરાયેલું આ સંસારસમુદ્રના પ્રવાહને તરી મોક્ષ પુરીમાં જાય છે. [મતલબ કે શુદ્ધ હૃદયથી સમસ્ત આશ્રવને રૂંધી, પવિત્ર જિનવચનમાં શ્રદ્ધાયુક્ત ખરો શ્વેતાંબર શુદ્ધ કરણીથી ભવજળ તરીને મોક્ષપુરીમાં જાય છે.]

## अष्टमभावना. [ गेयाष्टकम् ]

[ नटरागेण गीयते महावीर मेरो लालन ए देशी. ]

शृणु शिवसुखसाधनसदुपायं सदुपायंरे सदुपायं
शृणु शिवसुखसाधनसदुपायम् ॥
ज्ञानादिकपावनरत्नत्रय-
परमाराधनमनपायम् ॥ शृ० ॥ १ ॥

विषयविकारमपाकुरु दूरं । क्रोधं मानं सहमायं ॥
लोभं रिपुं च विजित्य सहेलं ।
भज संयमगुणमकषायम् ॥ शृ० ॥ २ ॥

उपशमरसमनुशीलय मनसा । रोषदहनजलदप्रायम् ॥
कलय विरागं धृतपरभागं ।
हृदि विनयं नायं नायम् ॥ शृ० ॥ ३ ॥

आर्तं रौद्रं ध्यानं मार्जय । दह विकल्परचना नायम् ॥
यदियमरुद्धा मानसवीथी ।
तत्त्वविदः पन्था नायम् ॥ शृ० ॥ ४ ॥

संयमयोगैरवहितमानस- शुद्धया चरितार्थय कायम् ॥
नानामतरुचिगहने भुवने ।
निश्चिनु शुद्धपथं नायम् ॥ शृ० ॥ ५ ॥
ब्रह्मव्रतमङ्गीकुरु विमलं । बिभ्राणं गुणसमवायम् ॥
उदितं गुरुवदनादुपदेशं ।
संगृहाण शुचिमिव रायम् ॥ शृ० ॥ ६ ॥
संयमवाङ्मयकुसुमरसैरतिसुरभय निजमध्यवसायम् ॥
चेतनमुपलक्षय कृतलक्षण-
ज्ञानचरणगुणपर्यायम् ॥ शृ० ॥ ७ ॥
वदनमलंकुरु पावनरसनं । निजचरितं गायं गायम् ॥
सविनय शांतसुधारसमेनं ।
चिरं नन्द पायं पायम् ॥ शृ० ॥ ८ ॥

इति श्रीशांतसुधारसगेयकाव्ये संवरभावनाविभावनो नाम

अष्टम प्रकाश'

"અષ્ટમ ભાવનાઅષ્ટકનો અર્થ"

૧, હે આત્મન્! શિવસુખ મેળવી આપનાર સદ્ઉપાય તને હું જણાવું છું તે તું સાભળ! સાભળ! તારે નિર્દોષ જ્ઞાનાદિક પવિત્ર રત્નત્રયીનું ઉત્કૃષ્ટ આરાધન વિઘ્નરહિત કરવું (આ પ્રમાણે કાળજી રાખવી)

૨, હે ભવ્ય! તું વિષયવિકારને દૂર કર તેમજ માયાસહિત ક્રોધ, માન, માયા અને લોભ રિપુને જલદી જીતી લઈ નિષ્કષાય થઇ સંયમગુણનું સેવન કર!

૩, ક્રોધરૂપી અગ્નિને શમાવવા મેઘસમાન ઉપશમ -રસ (શાન્ત–સમતારસ) નું તું સદ્‌ભાવથી સેવન કર! અને હે ભવ્ય! તારા હૃદયમાં તેં ધારી રાખેલા પર (પુદ્‌ગલાદિ) સંગને ટાળી ટાળીને તું વૈરાગ્યને ધારણ કર! [મતલબ કે સમતાવડે ક્રોધાગ્નિને ઠાર અને ખોટી મમતાને મુકી વૈરાગ્યને આદર!]

૪, હે ભદ્ર! આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનનું તું માર્જન કર, તેમજ સંકલ્પ વિકલ્પોની જાળને તું બાળી નાંખ. કેમકે મનને મોકળું મુકવું એ જ્ઞાનીનો માર્ગ નથી. [પરંતુ પ્રબળ યોગ્યબળથી મનનો રોધ કરી નિર્વિકલ્પ સુખસમાધિ પ્રાપ્ત કરવી એજ હિતકર છે.]

૫, સંયમયોગવડે પ્રાપ્ત થએલી મનશુદ્ધિથી કાયાને તું કૃતાર્થ કર! મતલબ કે શુદ્ધ મનથી તપ જપ વ્રત નિયમોનું સેવન કરી સ્વદેહને સાર્થક કર, અને વિવિધ મતની રૂચિથી વ્યાપ્ત આ જગતમાં પ્રમાણ યુક્ત (શુદ્ધ સનાતન) માર્ગનો તું નિશ્ચય કર!

૬, ગુણને ધારણ કરતું (મહાપુણ્યવાળું) નિર્મળ બ્રહ્મવ્રત (બ્રહ્મચર્ય) ને તું અંગીકાર કર અને સદ્‌ગુરૂના મુખથી નીકળેલા સદુપદેશને પવિત્ર નિધાનની જેમ સાચવી રાખ! જેમ નિર્ધન પોતાને પ્રાપ્ત થતા નિધાનની ઉપેક્ષા ન કરે તેમ સદ્‌ગુરૂના અપૂર્વ સદ્‌બોધની તું ઉપેક્ષા કરીશ નહીં.

૭, હે ભવ્યાત્મન્! સંયમને પુષ્ટિ આપનાર સર્વજ્ઞના વચનરૂપ પુષ્પના રસવડે તારા અધ્યવસાયને સુવાસિત કર!

અને જ્ઞાન ચરણ ( ચારિત્ર ) ગુણ, પર્યાય લક્ષણવાળા ચેતન ! (સ્વઆત્મા) ને તુ સારી રીતે ઓળખી લે !

૮, જિનેશ્વર પ્રભુના ગુણ ગાઇ ગાઇને પવિત્ર રસના યુક્ત વદનને તુ અલકૃત કર અને આ શાન્ત સુધારસનું વિનયયુક્ત પાન કરી કરીને હે ભવ્યાત્મન્ ! તુ ચિરકાળ સુધી થા એટલે પરમાનદમા નિમગ્ન થા ! ઇતિશમ્

ઇતિ અષ્ટમ ભાવનાર્થ

## अथ नवम निर्जरा भावना

[ इन्द्रवज्रावृत्तम् ]

यन्निर्जरा द्वादशधा निरुक्ता ।
तद् द्वादशाना तपसा विभेदात् ॥
हेतुप्रभेदादिह कार्यभेद ।
स्वातत्र्यतस्त्वेकविधैव सा स्यात ॥ १ ॥

[ अनुष्टुब्वृत्तद्वयम् ]

काष्ठोपलादिरूपाणा निदानाना विभेदत. ॥
/वह्निर्यथैकरूपोपि पृथग्रूपो विवक्ष्यते ॥ २ ॥
निर्जरापि द्वादशधा तपोभेदैस्तथोदिता ॥
कर्मनिर्जरणात्मा तु सैकरूपैव वस्तुत ॥ ३ ॥

[ उपेन्द्रवज्रावृत्तम् ]

निकाचितानामपि कर्मणा य-
द्गरीयसा भूधरदुर्धराणाम् ।

विभेदने वज्रमिवातितीव्रं
नमोस्तु तस्मै तपसेऽद्भुताय ॥ ४ ॥

[ उपजातिवृत्तम् ]

किमुच्यते सत्तपसः प्रभावः
कठोरकर्मार्जितकिल्बिषोऽपि ।
दृढप्रहारीव निहत्य पापं
यतोऽपवर्गं लभतेऽचिरेण ॥ ५ ॥

यथा सुवर्णस्य शुचिस्वरूपं
दीप्तः कृशानुः प्रकटीकरोति ।
तथात्मनः कर्मरजो निहत्य
ज्योतिस्तपस्तद्विशदीकरोति ॥ ६ ॥

[ स्रग्धरावृत्तम् ]

बाह्येनाभ्यन्तरेण प्रथितबहुभिदा जीयते येन शत्रु—
श्रेणीबाह्यान्तरङ्गा भरतनृपतिवद्भावलब्धद्रढिम्ना ।
यस्मात्प्रादुर्भवेयुः प्रकटितविभवा लब्धयः सिद्धयश्च
वन्दे स्वर्गापवर्गार्पणपटुसततं तत्तपो विश्ववन्द्यम् ॥७॥

"નવમી નિર્જરા ભાવનાનો અર્થ"

૧, નિર્જરાના જે બાર પ્રકાર કહ્યા છે તે તપના ભેદથી સમજવા કેમકે કારણ ભેદથી કાર્ય ભેદ લેખાય છે, સ્વતંત્રપણે તો નિર્જરા એકજ પ્રકારની છે.

૨-૩, કાષ્ટ અને પાષાણાદિક કારણોના ભેદોથી જેમ એક પ્રકારનો અગ્નિ પણ અનેક પ્રકારનો લેખાય છે, તેમ તપના ભિન્ન ભિન્ન પ્રકારથી નિર્જરા પણ બાર પ્રકારની કહી છે પણ વસ્તુત કર્મનિર્જરાસ્વરૂપ તો એકજ પ્રકારે છે

૪, ભારે મોટા દુર્ધર પર્વતોને વિદારનાર વજ્રની પેઠે નિકાચિત કર્મને પણ તોડવા જે અતિ તીક્ષ્ણ છે તે અતિ આકરા અદ્ભૂત તપને અમારો નમસ્કાર છે

૫, એ તપનો પ્રભાવ કેટલો કહીએ ? જેમકે કઠોર કર્મવડે નિબિડ પાપવાળા એવા દઢપ્રહારી જેવા પણ પાપનો ક્ષય કરીને શિઘ્ર શિવપદને પામે છે તે આ તપનો પ્રભાવ છે

૬, જેમ પ્રજ્વલિત કરેલો અગ્નિ સુવર્ણના શુદ્ધ સ્વરૂપને પ્રકટાવે છે, તેમ આત્માની સાથે લાગેલી કર્મરજ સર્વથા ક્ષયકરી (તીવ્ર) તપ આત્મજ્યોતિને પ્રગટાવે છે– આત્માને નિર્મળ કરે છે

૭, પ્રસિદ્ધ એવા બહુ પ્રકારના બાહ્ય અને અભ્યતર તપ વડે ખરી દઢતાથી ભરત મહારાજાની પેરે બાહ્ય તથા અતરગ શત્રુવર્ગ જીતી શકાય છે તથા જેનાથી પ્રગટ પ્રભાવવાળી અનેક લબ્ધિઓ અને સિદ્ધિઓ પ્રગટે છે તે સ્વર્ગ અને મોક્ષ સુખ આપવાને પ્રવીણ જગત વદ્ય તપને સદા હું વદુ છું

## अथ नवमभावना [ गेयपद्याष्टकम् ]

[ सारगरागेण गीयते–जिणदराय सरण तिहारे आयो ए देशी ]

**विभावय विनय तपोमहिमान, ध्रुवपद,**

बहुभवसञ्चितदुष्कृतममुना लभते
लघु लघिमानम् ॥ वि० १ ॥

याति घनापि घनाघनपटली खरपवनेन विरामम्
भजति तथा तपसा दुरितालीक्षणभंगुरपरिणामम् ॥ वि० २ ॥
वाञ्छितमाकर्षति दूरादपि रिपुमपि व्रजति वयस्यम्
तप इदमाश्रय निर्मलभावादागमपरमरहस्यम् ॥वि० ३॥
अनशनमूलोदरतां वृत्तिह्रासं रसपरिहारम् ॥
भज सांलीन्यं कायक्लेशं तप इति
बाह्यमुदारम् ॥ वि० ॥ ४ ॥
प्रायश्चित्तं वैयावृत्त्यं स्वाध्यायं विनयं च ।
कायोत्सर्गं शुभध्यानं आभ्यन्तरमिदमं च ॥ वि० ॥५॥
शमयति तापं गमयति पापं रमयति मानसहंसम् ।
हरति विमोहं दूरारोहं तप इति विगताशंसम् ॥वि०६॥
संयमकमलाकार्मणमुज्वलशिवसुखसत्यंकारम् ।
चिन्तितचिन्तामणिमाराधय तप इह वारंवारम् ॥वि०७॥
कर्मगदौषधमिदमिदमस्य च जिनपतिमतमनुपानं
विनय समाचार सौख्यनिधानं शांतसु-
धारसपानम् ॥ वि० ॥ ८ ॥

इति श्रीशांतसुधारसगेयकाव्ये निर्जराभावनाविभावनो नाम

नवमः प्रकाशः

"નવમ નિર્જરા ભાવના અષ્ટક"

૧, ૨, હે આત્મન્! તુ તપના મહિમાનો વિચાર કર એથી ઘણા ભવના એકઠા કરેલા પાપ જલદી હલકા પડી જાય છે જેમ પ્રખર પવનવડે ગાઢ પણ મેઘઘટા વિખરાઇ જાય છે તેમ તપ વડે (ગમે તેવી ઘાટી) પાપ પંક્તિ પણ ક્ષણવારમા વિસરાળ થઇ જાય છે

૩, જે તપ દૂર રહેલ પણ વાછિત અર્થને ખેચી લાવે છે, અને તે તપથી શત્રુ પણ મિત્ર થઈ જાય છે, તેથી આગમના પરમ રહસ્યરૂપ તપને નિર્મળ ભાવથી તુ ભજ!

૪, અણશણ, ઊણોદરી, વૃત્તિસક્ષેપ, (નિયમિત ખાન પાનાદિક) રસત્યાગ સલીનતા (કુર્મ-કાચબ ની પેઠે અગોપાગને સકોચી રાખવા તે), અને કાયકલેશ, (જાણી જોઈને દેહદમન કરવુ તે), એવીરીતે છ પ્રકારનુ ઉદાર બાહ્ય તપ કહેલ છે તેનું તુ સેવન કર

૫, પ્રાયશ્ચિત્ (દોષની શુદ્ધિ કરવી તે), વૈયાવૃત્ય (સત સુસાધુ પ્રમુખની સેવા ચાકરી) સ્વાધ્યાય (શાસ્ત્ર પઠનાદિક), વિનય (સદ્ગુણી પ્રત્યે બહુમાનાદિક), કાયોત્સર્ગ (શરીરાદિક ઉપરની મૂર્છાનો ત્યાગ), અને શુદ્ધ ધ્યાન એ છ પ્રકારના અભ્યતર તપની હે આત્મન્! તુ સેવા કર!

૬, કોઇપણ પ્રકારની ઈચ્છા (સ્પૃહા) રહિત કરેલો તપ (વિવિધ) તાપને શમાવે છે, પાપનો ક્ષય કરે છે, મન રૂપ હસને આનદ આપે છે, અને દુર્લંઘ્ય મોહને દૂર કરે છે

૭ જે તપ સયમ લક્ષ્મીને વશ કરવામા કામણરૂપ છે અને તે તપ નિર્મળ શિવ સુખના બાનાસ્વરૂપ છે તેવા

ઇચ્છિત વસ્તુ આપનાર ચિંતામણિરત્ન સદૃશ તપની વારંવાર હે ભદ્ર તું આરાધના કર!

૮, હે આત્મન! કર્મ રોગને હણવા એ તપ ઔષધ સમાન છે, તો તે તપનું અને શ્રી જિનેશ્વર દેવે માન્ય કરેલ સુખનિધાન એવા શાન્તસુધારસપાનરૂપ અનુપાનનું તું સેવન કર! મતલબ કે જો તું કર્મરોગ ટાળવા ઇચ્છે છે તો વિશુદ્ધ તપ અને શાન્તસુધારસભાવનાનું સેવન કર!

'ઇતિ નવમીનિર્જરા ભાવનાર્થ'

## अथ दशमी धर्मभावना.

[ उपजातिवृत्तम् ]

दानं च शीलं च तपश्च भावो,
धर्मश्चतुर्धा जिनबान्धवेन ॥
निरूपितो यो जगतां हिताय,
स मानसे मे रमतामजस्रम् ॥ १ ॥

[ इन्द्रवज्रात्रयम् ]

सत्य-क्षमा-मार्दव-शौच-संग-
त्यागार्जव-ब्रह्म-विमुक्तियुक्तः ॥
यः संयमः किं च तपोऽवगूढ-।
श्चारित्रधर्मो दशधाऽयमुक्तः ॥ २ ॥
यस्य प्रभावादिह पुष्पदन्तौ।
विश्वोपकाराय सदोदयेते ॥
ग्रीष्मोष्मभीष्मामुदितस्तडित्वान्।
काले समाश्वासयति क्षितिं च ॥ ३ ॥

उल्लोलकल्लोलकलाविलासै-।
नाप्लावयत्यम्बुनिधिः क्षितिं यत् ॥
न घ्नन्ति यत् व्याघ्रमरुद्दवाद्या ।
धर्मस्य सर्वोऽप्यनुभाव एष ॥ ४ ॥

[ शार्दूलविक्रीडित वृत्तम् ]

यस्मिन्नेव पिता हिताय यतते भ्राता च माता सुतः ।
सैन्य दैन्यमुपैति चापचपल यत्राऽफल दोर्बल ॥
तस्मिन् कष्टदशाविपाकसमये धर्मस्तु सवर्मितः ।
सज्जः सज्जन एष सर्वजगतस्त्राणाय बद्धोद्यमः ॥ ५ ॥
त्रैलोक्य सचराचर विजयते यस्य प्रसादादिद ।
योऽत्राऽमुत्र हितावहस्तनुभृतां सर्वार्थसिद्धिप्रदः ॥
येनाऽनर्थकदर्थना निजमहस्सामर्थ्यतो व्यर्थिता ।
तस्मै कारुणिकाय धर्मविभवे भक्तिप्रणामोऽस्तु मे ॥६॥

[ मन्दाक्रान्ता वृत्तम् ]

प्राज्य राज्य सुभगदयिता नन्दना नन्दनाना ।
रम्य रूप सरसकविताचातुरी सुस्वरत्व ॥
नीरोगत्व गुणपरिचयः सज्जनत्व सुबुद्धि ।
किं नु ब्रूमः फलपरिणतिं धर्मकल्पद्रुमस्य ॥ ७ ॥

દશમી ધર્મ ભાવના

૧, દાન, શીલ, તપ અને ભાવ એ ચાર પ્રકારનો ધર્મ જગતના હિતના માટે જગત્ બંધુ જિનેશ્વર પ્રભુએ ઉપદિશ્યો છે, તે મારા મનમાં હંમેશા વસી રહો!

૨, સત્ય, ક્ષમા, માર્દવ (નમ્રતા) શૌચ (મનઃશુદ્ધિ પ્રમુખ), સંગત્યાગ (ઈચ્છા નિરોધ તપ), આર્જવ (સરલતા), બ્રહ્મચર્ય, નિર્લોભતા, સંયમ અને અકિંચનતા એ તપ સહિત ચારિત્ર ધર્મ દશ પ્રકારનો કહ્યો છે.

૩–૪, જે ધર્મના પ્રભાવથી જગતમાં વિશ્વોપકારને માટે સૂર્ય અને ચન્દ્રમા સદા ઉદય પામે છે, તેમજ ગ્રીષ્મ ઋતુના તાપથી અતિતપ્ત થયેલી પૃથ્વીને (વર્ષા) કાળે ઉદય પામેલો મેઘ શાન્ત કરે છે; વળી ઉચા ચઢતા કલ્લોલની ક્રીડાવડે સમુદ્ર પણ જે પૃથ્વીને ડુબાડી દેતો નથી, અને વાઘ, વાયુ અને અગ્નિઆદિક આકરા ઉપદ્રવ કરતા નથી તે સર્વ આ ધર્મનોજ મહિમા સમજવો.

૫, જ્યારે માણસ કષ્ટકારી દશાનો વિપાક ભોગવે છે ત્યારે પિતા, ભ્રાતા, માતા અને પુત્ર પણ અહિતને માટે ઉદ્યમ કરે છે. સૈન્ય પણ દીન થઇ જાય છે. તેમજ ધનુષની જેવું ચપળ ભૂજાબળ નિષ્ફળ થાય છે. ત્યારે આ ધર્મરૂપ સજ્જન સન્નદ્ધ બની સર્વ જગતના રક્ષણને માટે પુરૂષાર્થવંત બની સજ્જ હોય છે.

૬, જે ધર્મના પસાયથી આ ચરાચર પદાર્થો સહિત સમસ્ત ત્રણે લોક વિજય પામે છે, જે ધર્મ આ લોક તેમજ પરલોકમાં હિતકારી છતો પ્રાણીઓને સર્વાર્થ સિદ્ધિને આપે છે, અને જેણે પોતાના પરાક્રમના સામર્થ્યથી (પ્રાણીઓની) અનર્થ કદર્થના દૂર કરી છે તે કરૂણાવંત **ધર્મ મહારાજને** ભક્તિપૂર્વક મારો પ્રણામ હો!

૭,વિશાળ રાજ્ય, પ્રિયવલ્લભા, આનંદકારી પુત્રના પણ પુત્ર, સુંદર રૂપ, સરસ કવિતા કરવાની ચતુરાઇ, મધુર સ્વર, નીરોગીપણું, ગુણનો અભ્યાસ,સજ્જનતા અને સુબુદ્ધિ એ બધો ધમરૂપ કપવૃક્ષનાજ ફળનો પરિપાક છે

## अथ दशमभावना [गेयाष्टकम्]

[ वसत रागेण गीयते ]

[ भवि तुमे वदोरे हीरविजय सूरि रायो ए देशो ]

पालय पालय रे पालय मा जिनधर्म ।
मगलकमलाकेलिनिकेतन करुणाकेतन धीर
शिवसुखसाधन भवभयबाधन
जगदाधार गभीर ॥ पा० १ ॥
सिञ्चति पयसा जलधरपटली भूतलममृतमयेन ।
सूर्याचन्द्रमसावुदयेते तव महिमाऽतिशयेन ॥पा० २॥
निरालम्बमियमसदाधारा तिष्ठति वसुधा येन ।
त विश्वस्थितिमूलस्तम्भ त सेवे विनयेन ॥ पा० ३ ॥
दानशीलशुभभावतपोमुखचरितार्थीकृतलोक ।
शरणस्मरणकृतामिह भविना दूरीकृतभयशोक. ॥पा०४
क्षमासत्यसन्तोषदयादिकसुभगसकलपरिवार ।
देवासुरनरपूजितशासनकृतबहुभवपरिहार ॥पा०५॥
बन्धुरबन्धुजनस्य दिवानिशमसहायस्य सहाय ।
भ्राम्यति भीमे भवगहनेऽङ्गी त्वा बान्धवमपहाय॥पा०६॥

द्रंगति गहनं जलति कृशानुः स्थलति जलधिरचिरेण।
तव कृपयाऽखिलकामितसिद्धिर्बहुना किं नु परेण॥पा०७॥
इह यच्छसि सुखमुदितदशाङ्ग प्रेत्येन्द्रादिपदानि ।
क्रमतो ज्ञानादीनि च वितरसि निःश्रेयससुखदानि ॥
सर्वतन्त्रनवनीत सनातन सिद्धिसदनसोपान ।
जय जय विनयवतां प्रतिलम्भितशान्तसुधारसपान ॥पा०

इति श्रीशांतसुधारसगेयकाव्ये धर्मभावनाविभावनो नाम

दशमः प्रकाशः

## દશમ ધર્મ ભાવના અષ્ટક અર્થ.

૧, હે જૈન ધર્મ ! મારૂ પાલન કર ! પાલન કર ! પાલન કર ! મંગળ કમળા (લક્ષ્મી)ને ક્રીડા કરવાના સ્થાન ! કરૂણાનાનિકેતન ! (સ્થાન) ધીર ! શિવસુખને આપવામા કારણ સ્વરૂપ ! ભવ ભયને દૂર કરનાર ! જગતના આધાર અને ગંભીર એવા હે જિનધર્મ મારૂં પાલન કર ! ! !

૨, વાદળાનો સમુહ અમૃત મય જળથી ભૂમિ તળને સિંચે છે, અને સૂર્ય ચંદ્રમા ઉદયને પામે છે તે હે ધર્મ ! તારા મહિમાના અતિશય વડે છે એમ હું માનુ છું.

૩, જેના વડે આ આધાર વિનાની પૃથ્વી નિરાલંબપણે-અધર ટકી રહી છે તે જગત્ મર્યાદાના મૂળ સ્થંભ રૂપ ધર્મને હું વિનય-બહુમાનથી સેવું છું.

૪, દાન, શીલ, શુભભાવ અને તપ પ્રમુખથી જેણે લોકને કૃતાર્થ કરેલ છે તથા પોતાનુ શરણ અને સ્મરણ

કરનાર ભવ્ય જીવોના ભય અને શોકને જેણે દૂર કરેલા છે તે ધર્મજ છે

૫, ક્ષમા, સત્ય, સંતોષ અને દયાદિક જેનો સકળ સુંદર પરિવાર છે, સુર અસુર અને મનુષ્યો જેનુ શાસન માન્ય કરે છે તેમજ જેણે બહુ પ્રકારનુ ભવ ભ્રમણ નિવારેલુ છે, અર્થાત જે ભવભ્રાન્તિને ટાળવા સમર્થ છે તે ધર્મ છે

૬, હે ધર્મ! સહાય બધુ રહિતનાનો તુ બધુ છે, અને સહાય વિનાનાને તુ સહાયભૂત છે (નિષ્કારણ) તારા સરખા બાંધવનો સગ તજીને જીવ ભયકર ભવાટવીમા (ભૂલો) ભમે છે મતલબ કે તારાવડે જ જ્યાં ત્યાં જેવા તેવા પણ ભવ્ય જનોનો ઉદ્ધાર થાય છે

૭, તારી કૃપાથી અટવી નગર સમાન થઇ જાય છે અગ્નિ જળરૂપ થઈ જાય છે અને સમુદ્રસ્થળ સ્થળરૂપ થઈ જાય છે, બીજુ વધારે કહેવાથી શું? પણ તારી કૃપાથી સમસ્ત વાછિત અર્થની સિદ્ધિ થઈ શકે છે [માટે ધર્મનુ સેવન કર]

૮, હે ધર્મ! આ લોકમા ઉત્તરોત્તર અધિક દશ પ્રકારના સુખને તુજ આપે છે અને પરલોકમા ઇન્દ્રાદિક ઉત્તમ પદીઓ પણ તું સમર્પે છે, તેમજ અનુક્રમે શિવસુખ દાયક સમ્યગ્જ્ઞાન અને દર્શન તેમજ ચારિત્ર પ્રમુખ ગુણો પણ તુજ અર્પે છે,

૯ સર્વશાસ્ત્રના સારસમાન! શાશ્વત! મોક્ષ મહેલના સોપાન (સીઢી) સમાન! અને વિનીત (વિનયી) જનોને શાન્ત સુધારસનુ પાન કરાવવામા પ્રવીણ! એવા હે ધર્મ તુ સદા જયવતો વર્ત! જયવતો વર્ત!!

ઇતિ દશમ ધર્મભાવનાર્થ

## अथ लोकस्वरुप–एकादशमी भावना.

[ शालिनी वृत्तम्. ]

सप्ताऽधोधो विस्तृता याः पृथिव्य–
श्छत्राकाराः सन्ति रत्नप्रभाद्याः ।
ताभिः पूर्णो योऽस्त्यधोलोक एतौ
पादौ यस्य व्यायतौ सप्तरज्जूः ॥ १ ॥
तिर्यग्लोको विस्तृतो रज्जुमेकां
पूर्णो द्वीपैरर्णवान्तैरसंख्यैः ।
यस्य ज्योतिश्चक्रकाञ्चीकलापं
मध्ये कार्श्यं श्रीविचित्रं कटित्रम् ॥ २ ॥
लोकोऽथोर्ध्वे ब्रह्मलोके द्युलोके
यस्य व्यासौ कूर्परौ पञ्चरज्जू ।
लोकस्याऽन्तो विस्तृतो रज्जुमेकां
सिद्धज्योतिश्चित्रको यस्य मौलिः ॥ ३ ॥
यो वैशाखस्थानकस्थायिपादः
श्रोणिदेशे न्यस्तहस्तद्वयश्च ।
कालेऽनादौ शश्वदूर्ध्वंदमत्वाद्–
बिभ्राणोऽपि श्रान्तमुद्रामखिन्नः ॥ ४ ॥
सोऽयं ज्ञेयः पुरुषो लोकनामा
षड्द्रव्यात्माऽकृत्रिमोऽनाद्यनन्तः ।
धर्माधर्माकाशकालात्मसंज्ञै–
र्द्रव्यैः पूर्णः सर्वतः पुद्गलैश्च ॥ ५ ॥

रङ्गस्थान पुद्गलाना नटाना
नानारूपैर्नृत्यतामात्मना च ।
कालोद्योगस्वस्वभावादिभावैः
कर्मातोद्यैर्नर्तिताना नियत्या ॥ ६ ॥
एव लोको भाव्यमानो विविक्त्या
विज्ञाना स्यान्मानसस्थैर्यहेतु ।
स्थैर्यं प्राप्ते मानसे चात्मनीना
सुप्राप्यैवाऽऽध्यात्मसौख्यप्रसूतिः ॥ ७ ॥

## અગ્યારમી લોકસ્વરૂપ ભાવના

૧ નીચે નીચે વિસ્તાર પામેલી છત્રાકારે રત્નપ્રભાદિક જે સાત પૃથ્વીઓ છે અને તેનાથીજ પરિપૂર્ણ સપ્તરજ્જુ પ્રમાણ જે અધોલોક છે તે રૂપી લોક પુરૂષના બે પહોળા પગ છે [ અસખ્યાત જોજન પ્રમાણ એક રજ્જુ સમજવુ અને સાત નાગ્કી તે લોકપુરૂષના પગ સમાન છે ]

૨, જે લોકના મધ્યમા અસખ્યદ્વીપ સમુદ્રવડે વ્યાપ્ત એક રજ્જુ પ્રમાણ વિસ્તારવાળો તીર્છો લોક છે જે લોક પુરૂષનો જ્યોતિષચક્રરૂપ કાચીકલાપે યુક્ત–કૃશતાવી શોભિત કદોરો છે

૩ અને ઉર્ધ્વલોકમા બ્રહ્મદેવ પર્યંતે પાચ રજ્જુ પ્રમાણ છે જે લોક પુરૂષના બે હાથની વિસ્તારેલી કોણીયો સમાન છે તથા એક રજ્જુ પ્રમાણ વિસ્તાર પામેલ લોકના અતરૂપ સિદ્ધિજ્યોતિથી શોભિત જેનો મુકુટ છે

૪ વૈશાખ સ્થાનક–સરખી રીતે પહોળા કરેલા પગ વાળો, બન્ને હાથ જેણે કેડ ઉપર રાખેલ છે તેવો અને અનાદિકાલ થયા જે સદાય ઉચો દમ રાખીને ઉભેલો

થાક પામેલા માણસના આકારને ધારણ કરતો છતાં ખેદ રહિત શાન્ત મુદ્રાને ધારણ કરી રહેલો છે.

૫. તે આ લોક નામનો પુરુષ જે ષડ્ દ્રવ્યાત્મક, અનાદિ અનંત સ્થિતિવાળો અને અકૃત્રિમ છે તેમજ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, કાળ, જીવ અને પુદ્ગળોવડે સર્વસ્થળે પરિપૂર્ણ વ્યાપ્ત છે.

૬. નિયતિ ( અનાદિ ભવિતવ્યતા ) વડે કાળ, ઉદ્યમ અને સ્વભાવાદિક ભાવ યોગેકરી કર્મરૂપી વાજિંત્રની સહાયથી અનેકરૂપે કરી નટની પેઠે નાચતા જીવોની અને પુદ્ગલોની આ ( સંપૂર્ણ લોક પુરૂષ ) રંગભૂમિ છે. [ અર્થાત્ આ લોકમાં જીવાદિક ભવમાં રખડવાવડે અનેક પરાવર્ત્તન પામી નટ પેઠે નાચે છે. ]

૭. એ પ્રમાણે વિવેકથી લોકનું સ્વરૂપ વિચારે છતે વિજ્ઞાનવંતને તે ચિત્તની સ્થિરતાને માટે થાય છે અને ચિત્ત સ્થિર થયે છતે આત્મહિત કરી અધ્યાત્મસુખની પ્રાપ્તિ સુખે ( સુલભ ) થાય છે.

## अथ एकादशमी भावना [गेयाष्टकम्.]

[काफी रागेण गीयते] [ आज सखी मनमोहनो ए देशी ]

**विनय विभावय शाश्वतं हृदि लोकाकाशम् ।**
**सकलचराचरधारणे परिणमदवकाशम् ॥ वि० ॥ १ ॥**
**लसदलोकपरिवेष्टितं गणनातिगमानम् ।**
**पञ्चभिरपि धर्मादिभिः सुघटितसीमानम् ॥ वि० ॥२॥**

समवघातसमये जिनै. परिपूरितदेहम् ।
असुमदणुकविविधक्रियागुणगौरवगेहम् ॥ वि० ॥ ३ ॥
एकरूपमपि पुद्गलै. कृतविविधविवर्त्तम् ।
काञ्चनशैलशिखरोन्नत क्वचिदवनतगर्त्तम् ॥ वि० ॥४॥
क्वचन तविपमणिमन्दिरैरुदितोदितरूपम् ।
घोरतिमिरनरकादिभि' क्वचनाऽतिविरूपम् ॥ वि० ॥५॥
क्वचिदुत्सवमयमुज्वल जयमगलनादम् ।
क्वचिदमन्दहाहारच पृथुशोकविपादम् ॥ वि० ॥ ६ ॥
वहुपरिचितमनन्तशो निखिलैरपि सत्त्वै ।
जन्ममरणपरिवर्त्तिभि कृतमुक्तममत्वै ॥ वि० ॥ ७ ॥
इह पर्यटनपराङ्मुखा प्रणमत भगवन्तम् ।
शान्तसुधारसपानतो धृतविनयमवन्तम् ॥ वि० ॥ ८ ॥

इति श्रीशातसुधारसगेयकाव्ये लोकस्वरूपभावनाविभावनो नाम एकादश प्रकाश'

એકાદશમી લોકસ્વરૂપભાવના અષ્ટક

૧ હે આત્મન્ ! તું તારા હૃદયમા શાશ્વત્ લોકાકાશને વિચાર કર ! જેમા સકળ ચરાચર પદાર્થોને ધારણ કરવાનું સામર્થ્ય રહેલુ છે

૨ જે લોકાકાશ અસખ્ય યોજન પ્રમાણવાળુ અને અલોકથી પરિવેષ્ટિત થઈ શોભી રહ્યુ છે તેમજ ધર્માદિક પચાસ્તિકાયવડે જેની મર્યાદા સારી રીતે નિયત થયેલી છે

૩ કેવળી સમુદ્ઘાત વખતે કેવળી ભગવાન પોતાના સમસ્ત પ્રદેશથી જે લોકાકાશને પૂર્ણ ભરી દે છે અને જે

જીવ અને પુદ્ગલ સંબંધી વિવિધ ક્રિયાના ગુણગૌરવનું સ્થાન છે. [ મતલબ કે જેમાં જીવ અને પુદ્ગલોની ક્રિયા બની રહી છે તે આ લોકાકાશ છે. ]

૪. તે લોકાકાશ એકરૂપ છતાં પુદ્ગલોવડે જેમાં વિવિધ ફેરફાર કરાએલા છે, કોઇક સ્થળે તે મેરૂ ગિરિના શિખરવાળું ઉન્નત છે અને કવચિત્ વળી નીચી પડેલી ગર્તા (ખાડ) વાળું (નીચું) છે.

૫. કોઇક સ્થળે દેવતાઓનાં મણિમય મંદિરો વડે અધિકાધિક શોભાવાળું છે, અને કવચિત્ મહાઅંધકારમય નરકાદિકવડે અતિભયંકર તે લોકાકાશ છે.

૬. કવચિત્ જય મંગલના નાદથી વ્યાપ્ત ઉત્સવમય ઉજ્વળ જણાય છે, અને કવચિત્ બહુ મોટા શોક અને વિષાદ યુક્ત હોવાથી ભારે હાહાકારવાળું જણાય છે

૭ અનતીવાર જન્મ મરણમાં ફરનારા સમસ્ત જીવોવડે મમતાથી ભરડોળ કરવાથી તે બહુ પરિચિત છે.

૮. આ લોકાકાશ ( સંસાર ) માં પર્યટન કરવાથી કંટાળેલા હે ભવ્યજનો! તમે વિનયપૂર્વક શાન્તસુધારસનું પાન કરી ત્રાણ–શરણદાયક ભગવંતને પ્રણામ કરો!

ઇતિ એકાદશમી લોકસ્વરૂપ ભાવનાર્થ.

## अथ द्वादशमी बोधिदुर्लभभावना.

[ मदाक्रान्तावृत्तम् ]

यस्माद्विस्मापयितसुमनः स्वर्गसंपद्विलास–
प्राप्तोल्लासाः पुनरपि जनिः सत्कुले भूरिभोगे ॥

ब्रह्माद्वैतप्रगुणपदवीप्रापक निःसपत्न ।
तद्दुष्प्राप भृशमुरुधिय' सेव्यता बोधिरत्नम् ॥ १ ॥

[ भुजङ्गप्रयात वृत्तम् ]

अनादौ निगोदान्धकूपे स्थिताना-
मजस्र जनुर्मृत्युदु'खार्दितानाम् ।
परीणामशुद्धि कुतस्तादृशीस्या-
द्यया हन्त तस्माद्विनिर्यान्ति जीवा ॥ २ ॥
ततो निर्गतानामपि स्थावरत्व ।
त्रसत्व पुनर्दुर्लभ देहभाजाम् ॥
त्रसत्वेऽपि पञ्चाक्षपर्याप्तसञ्ज्ञि-
स्थिरायुष्यवद् दुर्लभ मानुषत्वम् ॥ ३ ॥
तदेतन्मनुष्यत्वमाप्याऽपि मूढो ।
महामोहमिथ्यात्वमायोपगूढ ॥
भ्रमन्दूरमग्नो भवागाधगर्त्ते ।
पुन क्व प्रपद्येत तद्बोधिरत्नम् ॥ ४ ॥

[ शीखरिणीवृत्तम् ]

विभिन्ना पन्थान प्रतिपदमनल्पाश्च मतिन ।
कुयुक्तिव्यासगैर्निजनिजमतोल्लासरसिका ॥
न देवा सान्निध्य विदधति न वा कोप्यतिशय-
स्तदेव कालेऽस्मिन् य इह दृढधर्मा स सुकृती ॥ ५ ॥

[ शार्दूलविक्रीडितम् ]

यावद्देहमिदं गदैर्न मृदितं नो वा जराजर्जरं ।
यावत्त्वक्षकदम्बकं स्वविषयज्ञानावगाहक्षमम् ॥
यावच्चायुरभङ्गुरं निजहिते तावद्बुधैर्यत्यतां
कासारे स्फुटिते जले प्रचलिते पालिः कथं बध्यते ॥६॥

[ अनुष्टुब्वृत्तम् ]

विविधोपद्रवं देह-मायुश्च क्षणभङ्गुरं।
कामालम्ब्य धृतिं मूढैः, स्वश्रेयसि विलम्ब्यते ॥ ७ ॥

## બારમી બોધિદુર્લભ ભાવના.

૧, હે વિશાળ બુદ્ધિવંત માણસો ! જે સમ્યક્ત્વના પ્રભાવથી દેવતાઓ પણ વિસ્મય પામે એવા સ્વર્ગસંપદાનો વિલાસ પ્રાપ્ત થવાથી ઉલ્લસિત થયેલા પ્રાણીઓને ફરી પણ વિશાલ ભોગવાળા કુળમાં જન્મ મળે છે એવું અસાધારણ (અનુપમ) અને પરમાત્મસંબંધી પરમપદવી પ્રાપ્ત કરી આપનાર બોધિરત્નને સેવો !

૨, અનાદિ નિગોદરૂપ અંધકૂપમાં રહેનારા અને જન્મ મરણના દુઃખથી સદાય પીડિત થયેલા જીવોને તેવી પરિણામની શુદ્ધિ ક્યાંથી થાય? કે જેવડે તે નિગોદરૂપ અંધકૂપમાંથી જીવો નીકળવા પામે !

૩, (ભાગ્યયોગે) તેમાંથી નીકળેલા જીવોને પણ સ્થાવરપણું પ્રાપ્ત થાય છે, કેમકે પ્રાણીઓને ત્રસપણું પામવું તો દોહિલું છે; તેમજ તે ત્રસપણું થયા છતાં પણ પંચેંદ્રિયપણું, સંજ્ઞીપણું, સ્થિર (દીર્ઘ) આયુષ્ય અને મનુષ્યપણું પ્રાપ્તથવું ઘણુંજ દુર્લભ છે.

૪, તેવુ મનુષ્યપણું પામીને પણ મહામોહ મિથ્યાત્વ અને માયાથી વ્યાપ્ત થયેલો મૂઢ પ્રાણી ભૂલો ભમતો સંસારરૂપ અગાધખાડામાં એવો તો પડી નિમગ્ન થઈ જાય છે કે તે બોધિરત્નને શી રીતે મેળવી શકે ?

૫, આ દુષમકાળમા જ્યારે અનેક જૂદા જૂદા પંથ વર્તે છે, પગલે પગલે કુયુક્તિના અભ્યાસથી નિજ નિજમત વધારવા રસિક એવા અનેક મતવાદીઓ છે, દેવતાઓ (તથા પ્રકારની યોગ્યતા વિના) સહાય કરતા નથી, તેમજ કોઈ પ્રબળ ( લબ્ધિસિદ્ધિપ્રમુખ ) અતિશય નજરે પડતો નથી ત્યારે જે તત્ત્વધર્મમા અતિ દૃઢ છે તેજ ખરો પુણ્યાત્મા છે

૬, જ્યા સુધી આ દેહ રોગ ગ્રસ્ત થયો નથી તેમજ જરા અવસ્થાથી જર્જરિત થયો નથી, જ્યા સુધી બધી ઇંદ્રિયો સ્વ સ્વ વિષય સંબંધી જ્ઞાનને ગ્રહણ કરવામા સમર્થ છે, અને જ્યા સુધી આયુષ્યઅખંડ છે (તૂટ્યુ નથી) ત્યા સુધી સુજ્ઞજનોએ આત્મહિત કરવા ઉદ્યમ કરવો જોઇએ પણ સરોવર ફૂટીને જલ વહી ગયા પછી પાળ બાંધવી શું કામની ? [ મતલબ કે ચેતવુ હોય તો ચેતી લ્યો, દવ બળ્યા પછી કૂવો ખોદવો નકામો છે, નહિ ચેતો તો પછી બહુ પસ્તાશો ]

૭, રોગાદિક અનેક ઉપદ્રવો દેહને નડે છે અને આયુષ્ય પાણીના પરપોટાની પેઠે ક્ષણવિનાશી છે તો પછી કઇ વસ્તુઉપર વિશ્વાસ રાખીને મૂઢ જનો સ્વશ્રેય સાધી લેવામા વિલંબ કરે છે ?

## अथ द्वादशमी भावना [ गेयाष्टकम्. ]

[ घनाश्रीरागेण गीयते हींचेरे हींचेरे पीआ हिंडोलडे ए देशी. ]

बुध्यतां बुध्यतां बोधिरतिदुर्लभा ।
जलधिजलपतितसुररत्नयुक्त्या ॥
सम्यगाराध्यतां स्वहितमिह साध्यतां ।
बाध्यतामधरगतिरात्मशक्त्या ॥ बु० ॥ १ ॥
चक्रिभोज्यादिरिव नरभवो दुर्लभो ।
भ्राम्यतां घोरसंसारकक्षे ॥
बहुनिगोदादिकायस्थितिव्यायते ।
मोहमिथ्यात्वमुखचोरलक्षे ॥ बु० ॥ २ ॥
लब्ध इह नरभवोऽनार्यदेशेषु यः ।
स भवति प्रत्युताऽनर्थकारी ॥
जीवहिंसादिपापाश्रवव्यसनिनां ।
माघवत्यादिमार्गानुसारी ॥ बु० ॥ ३ ॥
आर्यदेशस्पृशामपि सुकुलजन्मनां ।
दुर्लभा विविदिषा धर्मतत्त्वे ॥
रतपरिग्रहभयाहारसंज्ञार्त्तिभि-
र्हन्त मग्नं जगदुःस्थितत्वे ॥ बु० ॥ ४ ॥
विविदिषायामपि श्रवणमतिदुर्लभं ।
धर्मशास्त्रस्य गुरुसन्निधाने ॥
वितथाविकथादितत्तद्रसावेशतो ।
विविधविक्षेपमलिनेऽवधाने ॥ बु० ॥ ५ ॥

धर्ममाकर्ण्य समुघ्य तत्रोद्यम ।
कुर्वतो वैरिवर्गोऽन्तरङ्ग: ॥
रागद्वेषश्रमालस्यनिद्रादिको ।
बाधते निहतसुकृतप्रसङ्ग' ॥ बु० ॥ ६ ॥
चतुरशीतावहो योनिलक्षेष्विय ।
क्व त्वयाऽऽकर्णिता धर्मवार्ता ॥
प्रायशो जगति जनता मिथो ।
विवदते ऋद्धिरसशातगुरुगौरवार्ता ॥ बु० ॥७॥
एवमतिदुर्लभात् प्राप्य दुर्लभतम ।
बोधिरत्न सकलगुणनिधान ॥
कुरु गुरुप्राज्यविनयप्रसादोदित ।
शान्तरससरसपीयूषपानम् ॥ बु० ॥ ८ ॥

इतिश्री शान्तसुधारसगेयकाव्ये बोधिभावनाविभावनो नाम

द्वादश प्रकाश'

## દ્વાદશમી બોધિ દુર્લભ ભાવના અષ્ટક

૧, હે આત્મન્ ! સમુદ્રના ઉંડા પાણીમા પડી ગયેલા ચિંતામણિ રત્નના દષ્ટાંતે બોધિરત્ન ( સમ્યકત્વ રત્ન-વીત રાગ દર્શનની પ્રાપ્તિ ) અતિ દુર્લભ છે એમ સમજ ! સમજ ! અને એ બોધિરત્નની દુર્લભતા સમજીને તેનું તુ સમ્યગ્ આરાધન કર ! અને એ પ્રમાણે કરીને જૈનશાસન પામી તુ સ્વહિત સાધી લે અને આત્મશક્તિ ફોરવી દુર્ગતિને દૂર કર !

૨, નિગોદાદિક કાયસ્થિતિવડે બહુજ વિશાળ અને

મોહમિથ્યાત્વ પ્રમુખ લાખો ચોરોથી વ્યાપ્ત એવા આ અતિ ભયાનક ભવારણ્યમાં ભૂલા ભમતા જીવોને ચક્રવર્તીના ભોજનની પેઠે નરભવ ફરી મળવો મુશ્કેલ છે.

૩, આ લોકમાં અનાર્ય દેશમાં નરભવ પ્રાપ્ત થયો હોય તો તે ઉલટો અનર્થકારી થાય છે. કેમકે ત્યાં થયેલો જન્મ જીવહિંસાદિક પાપ આશ્રવવાળા વ્યસનોના સેવનારને તમઃતમા નામની સાતમી નર્ક પ્રમુખ નીચમાર્ગે લઈ જનાર થાય છે. [મતલબ કે અનાર્ય દેશમાં સંગતથી અનાર્ય પ્રવૃત્તિ કરનાર જીવ બને છે. અને તેથી જરૂર નીચી ગતિમાં ઉતરી જાય છે. તેથી ત્યાં થયેલ જન્મ નિરર્થક છે એ વાતની આર્યદેશમાં ઉત્તમ માનવભવની દુર્લભતા સિદ્ધકરી આપે છે.]

૪, આર્ય દેશમાં રહેનાર અને ઉત્તમ કુળમાં અવતાર લેનારને પણ ધર્મતત્ત્વ જાણવાની ઇચ્છા થવી દુર્લભ છે, કારણકે મૈથુન, પરિગ્રહ, ભય અને આહાર સંજ્ઞારૂપ પીડાથી જગત દુર્દશામાં ડુબી ગયું છે

૫. તત્ત્વ જાણવાની ઇચ્છા થયા છતાં ખોટી વિકથાદિકના રસમાં લુબ્ધ થવાની ટેવને લઇને અનેક વિક્ષેપવડે મન મલીન હોય છે અને તેથી ગુરૂનો યોગ મળ્યો હોય છતાં પણ ધર્મશાસ્ત્રનું શ્રવણ થવું અતિદુર્લભ છે. [મતલબ કે વિકથાદિક પ્રમાદ ધર્મ શ્રવણ કરવામાં પ્રતિબંધક થાય છે.]

૬, ધર્મ શ્રવણ કરી, બરાબર તેને સમજી ધર્મસેવનમાં ઉદ્યમ કરનારને પણ સુકૃતનો લોપ કરી નાંખનારા રાગ, દ્વેષ, ખેદ ( પરિશ્રમ ) આળસ અને નિદ્રાદિક અંતરંગ વૈરીઓ બાધ કરે છે. [મતલબ કે તે ધર્મસેવનમાં સ્ખલના ઉપજાવે છે.]

૭, અહો ! આત્મન્ ! ચોરાશી લાખ જીવાયોનિમા ભમતા તે ધર્મની વાર્તા ક્યા સાભળી છે ? આથ જગતના જીવો ઋદ્ધિગારવ, રસગારવ અને શાતાગારવથી પીડાયા છતા પરસ્પર વિવાદ કર્યા કરે છે [ પણ ધમ સેવન કરતા નથી ]

૮, એવીરીતે અત્યત દુર્લભ મનુષ્યભવ દ્વારા અત્યત દુર્લભ અને સકળ ગુણના આધાર રૂપ બોધિરત્ન પામીને ગુરૂ મહારાજ પ્રત્યે કરવામા આવતા ભારે વિનયની પ્રસાદીરૂપ ઉત્તમ શાન્તસુધારસનુ તમે પાન કરો !

ઇતિ બોધિ દુર્લભ ભાવનાથ

## अथ मैत्रीप्रमुख भावना

[ अनुष्टुप् वृत्तम् ]

सद्धर्मध्यानसध्यान-हेतव श्रीजिनेश्वरै. ॥
मैत्रीप्रभृतय. प्रोक्ता-श्चतस्रो भावना परा ॥ १ ॥
मैत्रीप्रमोदकारुण्य-माध्यस्थ्यानि नियोजयेत् ॥
धर्मध्यानमुपस्कर्तु तद्धि तस्य रसायनम् ॥ २ ॥

[ उपजातिवृत्तम् ]

मैत्री परेषा हितचिंतन यत् ।
भवेत् प्रमोदो गुणपक्षपात ॥
कारुण्यमार्त्ताऽङ्गिरुजा जिहीर्षे-
त्युपेक्षण दुष्टधियामुपेक्षा ॥ ३ ॥

सर्वत्र मैत्रीमुपकल्पयात्मन् !
चिन्त्यो जगत्यत्र न कोऽपि शत्रुः ॥
कियद्दिनस्थायिनि जीवितेऽस्मिन् ।
किं खिद्यते वैरिधिया परस्मिन् ॥ ४ ॥

सर्वेऽप्यमी बन्धुतयाऽनुभूताः ।
सहस्रशोऽस्मिन्भवता भवाब्धौ ॥
जीवास्ततो बन्धव एव सर्वे ।
न कोऽपि ते शत्रुरिति प्रतीहि ॥ ५ ॥

सर्वे पितृभ्रातृपितृव्यमातृ- ।
पुत्राङ्गजास्त्रीभगिनीस्नुषात्वं ॥
जीवाः प्रपन्ना बहुशस्तदेतत् ।
कुटुम्बमेवेति परो न कश्चित् ॥ ६ ॥

[ इन्द्रवज्रावृत्तद्वयम् ]

एकेन्द्रियाद्या अपि हन्त जीवाः ।
पञ्चेन्द्रियत्वाद्यधिगत्य सम्यक् ॥
बोधिं समाराध्य कदा लभन्ते ।
भूयो भवभ्रान्तिभियां विरामम् ॥ ७ ॥

या रागरोषादिरुजो जनानां ।
शाम्यन्तु वाक्कायमनोद्रुहस्ताः ॥
सर्वेऽप्युदासीनरसं रसन्तु ।
सर्वत्र सर्वे सुखिनो भवन्तु ॥ ८ ॥

## મૈત્રી આદિ ચાર ભાવના.

૧, સદ્ધર્મના ધ્યાનમા સારીરીતે જોડવામાટે શ્રી જિનેશ્વરોએ મૈત્રી પ્રમુખ ચાર શ્રેષ્ઠ ભાવનાઓ કહેલી છે [તે ચાર ભાવનાઓ કઇ કઇ ? તે કહે છે]

૨, મત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ એ ચાર ભાવનાઓ ધર્મ ધ્યાનના સધાનનેમાટે સદાય સેવવી જરૂરની છે કેમકે તે તેનુ ખરૂ રસાયન છે

૩, પરજીવોનુ હિત ચિતવવુ તે મૈત્રી ભાવના છે, ગુણનો પક્ષ ગ્રહણ કરવો તે પ્રમોદ ભાવના છે, દુખી પ્રાણીઓના દુખ મટાડવાની ઇચ્છા (બુદ્ધિ) તે કરૂણભાવના છે અને દુષ્ટ બુદ્ધિવાળા જીવોની ઉપર પણ રાગદ્વેષ રહિતપણે વર્તવુ તે માધ્યસ્થ (ઉપેક્ષા) ભાવના છે

૪, હે આત્મન્! સર્વ જીવો ઉપર મૈત્રી ભાવ ધારણ કર! આ જગતમા કોઇને શત્રુ લેખવો નહિ થોડાક દિવસ ટકી રહેનારા આ જીવિતમા પર ઉપર વૈરભાવ રાખી તુ શા માટે ખેદને ધારણ કરે છે ?

૫, આ મસારસમુદ્રમા પર્યટન કરતા તે આ સર્વ જીવોને હજારોવાર બધુપણે અનુભવેલા છે તેથી એ સર્વ તારા બધુઓ છે પણ કોઇ તારો શત્રુ નથી, એમ મનમા નિશ્ચય કરી રાખ!

૬, આ સર્વે જીવો (સસારમા) તારા પિતા ભાઈ કાકા, માતા પુત્ર, પુત્રી, સ્ત્રી, બ્હેન અને પુત્રવધૂપણાને બહુવાર પ્રાપ્ત થયેલા છે તેથી આ બધુ તારૂ કુટુબ જ છે કોઈ પરાયો કે દુશ્મન નથી

૭, વળી હે આત્મન્ ! તું એવી રૂડી ભાવના રાખ કે એકેન્દ્રિયાદિક જીવો પણ પંચેન્દ્રિયપણું વિગેરે વિશિષ્ટ સામગ્રી પામી બોધિરત્નને સારીરીતે આરાધી ભવભ્રમણની ભીતિને ક્યારે નિવારશે ?

૮, પ્રાણીઓના વાણી, કાયા અને મનને દુઃખદાયી ( શત્રુરૂપ ) રાગદ્વેષાદિક સમસ્તરોગ શાન્ત થાઓ ! સર્વ જીવો ઉદાસીન-સમતારસનું પાન કરો અને સર્વજીવો સર્વત્ર સુખી થાઓ ! [ એવી મારી આંતર ભાવના ક્યારે પ્રગટે તેનો વિચાર કર. ]

## अथ त्रयोदशमी मैत्रीभावना [ गेयाष्टकम्. ]

[ टोडी रागेण गीयते रे जीव जिनधर्म कीजिये ए देशी ]

विनय विचिन्तय मित्रतां त्रिजगति जनतासु ।
कर्मविचित्रतया गतिं विविधां गमितासु ॥ वि० ॥१॥

सर्वे ते प्रियबान्धवा न हि रिपुरिह कोऽपि ॥
मा कुरु कलिकलुषं मनो निजसुकृतविलोपि ॥वि०॥२॥

यदि कोपं कुरुते परो निजकर्मवशेन ।
अपि भवता किं भूयते हृदि रोषवशेन ॥ वि० ॥ ३ ॥

अनुचितमिह कलहं सतां त्यज समरसमीन ।
भज विवेककलहंसतां गुणपरिचयपीन ॥ वि० ॥४॥

शत्रुजनाः सुखिनः समे मत्सरमपहाय ।
सन्तु गन्तुमनसोऽप्यमी शिवसौख्यगृहाय ॥ वि० ॥५॥

सकृदपि यदि समतालव हृदयेन लिहन्ति ॥
विदितरसास्तत इह रतिं स्वत एव वहन्ति ॥ वि०॥६॥
किमुत कुमतमदमूर्च्छिता दुरितेषु पतन्ति ॥
जिनवचनानि कथ हहा न रसादुपयन्ति ॥ वि०॥७॥
परमात्मनि विमलात्मना परिणम्य वसन्तु ॥
विनय समामृतपानतो जनता विलसन्तु ॥ वि० ॥८॥

इति श्रीशान्तसुधारसगेयकाव्ये मैत्रीभावना विभावनो नाम
॥ त्रयोदश' प्रकाश ॥

## તેરમી મૈત્રી ભાવના અષ્ટક અર્થ

૧, હે આત્મન્ ! કર્મની વિચિત્રતાથી વિવિધ ગતિને પામનારા ત્રણે જગતમાના સમસ્ત પ્રાણીઓ ઉપર તુ મૈત્રીભાવ ધારણ કર !

૨, એ સર્વે તારા પ્રિય બાધવો છે, એમા કોઈ તારૂ દુશ્મન નથી એમ સમજીને પોતાના પુણ્યને લોપ કરનાર કલેશ કલુષિત મન કરીશ નહિ

૩, કદાચ કોઇ બીજો માણસ પોતાના કર્મની પરવશ તાથી કોપ કરે તો પણ તુ હૃદયમા ક્રોધને અવકાશ શા માટે આપે છે ? આપણે ક્રોધને વશ નહિ થતા તે ક્રોધને સ્વવશ કરવો !

૪, હે શાન્તશમરસને સેવનાર ભવ્ય ! જગત્મા સત પુરૂષો કલહથી દૂર જ રહે છે, તેમને કલેશ પ્રિય હોતોજ નથી એમ સમજી સદ્ગુણના પરિચયથી પુષ્ટ એવા હે ચેતન !

વિવેકકળાનું તું સેવન કર ! [ અર્થાત તું વિવેકી હંસ બની જા, અને આવી સદ્ભાવનાનો સદા આશ્રય કર. ]

૫, સમસ્ત શત્રુજનો મચ્છરભાવ તજી દઇને સુખી થાઓ ! તેમજ તેઓ મોક્ષપદવી પામવા માટે પણ તત્પર થાઓ ! [ મતલબકે તેમને મન, વચન તથા કાયાની શુદ્ધિ અને પરમ પવિત્ર પદવી પ્રાપ્તકરવાની પણ કામના જાગૃત થાઓ ! જેથી તેઓ શિઘ્ર સમસ્ત દુખનો અંત કરી શાશ્વત સુખ પામે ! ]

૬. જે પ્રાણીઓ સાચા ભાવથી લેશ માત્ર પણ સમતા રસને એકવાર પણ આસ્વાદે તો પછી તે રસને અનુભવેલા તેઓ સ્વાનુભવ થવાથી તેમને તેમાંથીજ સ્વતઃ પ્રીતિ ઉપજે છે.

૭, પ્રાણીઓ શા માટે કુમતરૂપ મદિરાપાનથી મૂર્છિત થઇને નર્કાદિક દુર્ગતિમાં પડે છે ? હા ! હા !! તેઓ શા માટે જિનવચનામૃતનું પ્રેમથી પાલન કરતા નથી ? [જિનવચનામૃતનું પાન કરનાર દુર્ગતિને દળી નાંખી સદ્ગતિને સાધી શકે છે, તેથી અન્ય વાગ્જાળને તજી જિનવચનનુંજ સેવન કરવું તેજ કલ્યાણકારી છે. ]

૮, હે આત્મન્ ! તું વિચાર કે નિર્મળ આશયવાળા જીવોનાં મન પરમાત્મસ્વરૂપમાં પરિણમી રહો ! તથા જગત્ના જીવો વિનયસહિત શમામૃતનું પાન કરી સદા સુખી થાઓ

ઇતિ મૈત્રી ભાવનાર્થ.

# अथ चतुर्दशमी प्रमोदभावना

[ स्रग्धरावृत्तम् ]

धन्यास्ते वीतरागाः क्षपकपथगतिक्षीणकर्मोपरागा ।
त्रैलोक्ये गन्धनागा सहजसमुदितज्ञानजाग्रद्विरागा ॥
अध्यारुह्यात्मशुद्ध्या सकलशशिकलानिर्मलध्यानधारां ।
मारान्मुक्ते' प्रपन्ना' कृतसुकृतशतोपार्जितार्हन्त्यलक्ष्मीम्१
तेषां कर्मक्षयोत्थैरतनुगुणगणैर्निर्मलात्मस्वभावै- ।
र्गाय गाय पुनीमः स्तवनपरिणतैरष्टवर्णास्पदानि ॥
धन्या मन्ये रसज्ञा जगति भगवतस्तोत्रवाणीरसज्ञा- ।
मज्ञा मन्ये तदन्यां वितथजनकथा कार्यमौखर्यमग्नाम् ॥२॥
निर्ग्रन्थास्तेऽपि धन्या गिरिगहनगुहागह्वरान्तर्निविष्टा ।
धर्मध्यानावधाना समरससुहिता पक्षमासोपवासा ॥
येऽन्येऽपि ज्ञानवन्त श्रुतविततधियो दत्तधर्मोपदेशा. ।
शान्ता दान्ता जिनाक्षा जगति जिनपते
शासन भासयन्ति ॥ ३ ॥
दान शील तपो ये विदधति गृहिणो भावनां भावयन्ति ।
धर्मं धन्याश्चतुर्धा श्रुतसमुपचितश्रद्धयाऽऽराधयन्ति ॥
साध्व्य श्राद्ध्यश्च धन्या. श्रुतविशदधिया
शीलमुद्भावयन्त्य- ।
स्तान् सर्वान् मुक्तगर्वा प्रतिदिनम
सकृद्भाग्यभाज स्तुवन्ति ॥

[ उपजातिवृत्तम् ]

मिथ्यादृशामप्युपकारसारं, सन्तोषसत्यादिगुणप्रसारम् ।
वदान्यता वैनयिकप्रकारं, मार्गानुसारीत्यनुमोदयामः ॥

[ स्रग्धरावृत्तम् ]

जिह्वे! प्रह्वीभव त्वं सुकृतिसुचरितोच्चारणे सुप्रसन्ना ।
भूयास्तामन्यकीर्तिश्रुतिरसिकतया मेऽद्य कर्णौ सुकर्णौ ॥
वीक्ष्याऽन्यप्रौढलक्ष्मीं द्रुतमुपचिनुतं लोचने रोचनत्वं ।
संसारेऽस्मिन्नसारे फलमिति भवतां जन्मनो मुख्यमेव ॥

[ उपजातिवृत्तम् ]

प्रमोदमासाद्य गुणैः परेषां, येषां
मतिर्मज्जति साम्यसिन्धौ ॥
देदीप्यते तेषु मनःप्रसादो गुणास्तथैते विशदीभवन्ति ॥

## પ્રમોદ ભાવના.

૧, ક્ષપકશ્રેણિવડે જેમણે કર્મશત્રુઓને ક્ષીણ કરી નાંખ્યા છે, સહજ નિરંતર ઉદયપામેલ જ્ઞાનવડે જાગૃત વૈરાગ્યવંત હોવાથી ત્રણે લોકમાં ગંધહસ્તિ સમાન એવા શ્રીવીતરાગપરમાત્મા કે જેઓ પોતાની આત્મશુદ્ધિથી સંપૂર્ણ ચંદ્રકળાની જેવા નિર્મળ ધ્યાનધારા ઉપર આરૂઢ થઇને પૂર્વકૃત સેંકડો સુકૃતવડે ઉપાર્જિત કરેલી તીર્થંકર પદવીને પામી મોક્ષની સમીપે જઈ રહ્યા છે, તેમને ધન્ય છે!

૨, કર્મક્ષય થવાથી ઉત્પન્ન થયેલા, અનેક ગુણ ગણવાળા નિર્મળ આત્મસ્વભાવવડે પરમાત્માની સ્તવનામાં તલ્લીન

બનેલી પરિણતિવડે પ્રભુના વારવાર ગુણગાન કરીને આઠે વર્ણ ઉચ્ચાર સ્થાનકોને અમે પવિત્ર કરીયે છીએ તેમજ જગતમા ભગવત સબધી સ્તોત્ર-વાણીના રસને જાણનારી જીભનેજ ખરી રસજ્ઞા (જીભ) હુ લેખુ છુ, બાકી નકામી લોકકથાના કાર્યમા વાચાળતાને સેવનારી જીભને તો કેવળ જડજ લેખુ છુ

૩, પર્વત, અરણ્ય, ગુફા કે નિકુજ (લતાગૃહ) મા રહ્યા છતા ધર્મધ્યાનમા ઉપયોગ રાખનારા, શમ રસથી સતુષ્ટ રહેનારા, પક્ષ માસ જેવા વિશિષ્ટ [ વિકૃષ્ટ તપ કરનારા, તેમજ શ્રુતસિદ્ધાતમા વિશાળ બુદ્ધિવાળા બીજા જ્ઞાની પુરૂષો ભવ્ય જનોને ઉપદેશ દેવાવાળા, શાત દાન્ત અને જિતેન્દ્રિય છતા જગતમા જિનેશ્વર પ્રભુના શાસનની પ્રભાવના કરે છે, તેવા નિર્ગ્રંથ મુનિજનોને પણ ધન્ય છે

૪, વળી જે ગૃહસ્થ (શ્રાવકો) દાન, શીલ, તપનુ સેવન કરે છે, તેમજ રૂડી ભાવના ભાવે છે એમ ચાર પ્રકારના ધર્મને જ્ઞાનવડે પુષ્ટ થયેલી શ્રદ્ધાથી આરાધે છે તે તથા જે સાધ્વીઓ અને શ્રાવિકાઓ જ્ઞાનવડે નિર્મળ બુદ્ધિથી શીલ-સદાચારનુ સેવન કરે છે તે સહુ પણ ધન્યવાદને પાત્ર છે તેમજ પૂર્વે કહેલા સર્વની હમેશા અનેક વખત ભાગ્યવત ભવ્યો ગર્વરહિત જે સ્તુતિ કરે છે તેઓને પણ ધન્યવાદ છે

૫, મિથ્યાદૃષ્ટિ જનોના પણ પરોપકારપ્રધાન સતોષ સત્યાદિક ગુણ સમૂહ તેમજ દાનેશ્વરીપણુ તથા વિનયવૃત્તિ ( પ્રમુખ ) માર્ગાનુસારીપણાના ગુણોની અમો અનુમોદના કરીએ છીએ, [મતલબ કે ગમે તેના સદ્ગુણો દેખી દીલમા

પ્રમુદિત થવું અને તેવા સદ્ગુણો આપણામાં પણ પ્રગટી નીકળે એવી ભાવના રાખવી.

૬, હે જિહ્વા! સુકૃત કરનારા ભાગ્યશાળી જનોનાં સુચરિત્ર ઉચ્ચારવામાં પ્રસન્ન છતી તું સરલ થા! અને અન્ય જનોની કીર્તિ સબંધી શ્રવણ કરવાના રસિકપણાથી હવે મારા બન્ને કર્ણો સુકર્ણ-તૈયાર થાઓ! તેમજ અન્ય જનોની ઘણી લક્ષ્મીને દેખી મારાં બન્ને લોચન તરત બહુ આનંદિત થાઓ. આ અસાર સંસારમા તમારા જન્મનું એજ મૂખ્ય ફ્ળ છે. એમ હું માનું છું.

૭, અન્ય જનોના ગુણોવડે પ્રમોદ પામી જેમની મતિ સમતારૂપ સમુદ્રમાં મગ્ન થઈ છે તેમનામાં મનની પ્રસન્નતા ઝળકી નીકળે છે. તથા જેવા સદ્ગુણો દેખી પોતે પ્રમુદિત થાય તેવા નિર્મળ ગુણો પોતાનામાં પ્રકટી નીકળે છે.

## अथ चतुर्दश भावना [गेयाष्टकम्]

[ टोडीरागेण गीयते-ऋषभकी मेरे मन भक्ति वशो री ए देशी ]

विनय विभावय गुणपरितोषं [ ध्रुवपदं ]
निजसुकृताप्तवरेषु परेषु
परिहर दूरं मत्सरदोषं ॥ वि० ॥ १ ॥
दिष्ट्याऽयं वितरति बहुदानं ।
वरमयमिह लभते बहुमानम् ॥
किमिति न विमृशसि परपरभागं ।
यद्विभजसि तत्सुकृतविभागम् ॥ वि० ॥ २ ॥
येषां मन इह विगतविकारं ।
ये विदधति भुवि जगदुपकारम् ॥

तेषा वयमुचिताचरितानां ।
नाम जपामो वारंवारम् ॥ वि० ॥ ३ ॥
अहह तितिक्षागुणमसमानं ।
पश्यत भगवति मुक्तिनिदानम् ॥
येन रुषा सह लसदभिमान ।
झटिति विघटते कर्मवितानम् ॥ वि० ॥ ४ ॥
अदधु केचन शीलमुदार ।
गृहिणोऽपि परिहृतपरदारम् ॥
यश इह सम्प्रत्यपि शुचि तेषा ।
विलसति फलिताफलसहकारम् ॥ वि० ॥ ५ ॥
या वनिता अपि यशसा साक ।
कुलयुगल विदधति सुपताकम् ॥
तासा सुचरितसञ्चितराक ।
दर्शनमपि कृतसुकृतविपाकम् ॥ वि० ॥ ६ ॥
तात्त्विकसात्त्विकसुजनवतसा ।
केचन युक्तिविवेचनहसा ॥
अलमकृषत किल भुवनाभोग ।
स्मरणममीषा कृतशुभयोगम् ॥ वि० ॥ ७ ॥
इति परगुणपरिभावनसार ।
सफलय सतत निजमवतार ॥
कुरु सुविहितगुणनिधिगुणगान ।
विरचय शान्तसुधारसपानम् ॥ वि० ॥ ८ ॥

इतिश्री शातसुधारसगेयकाव्ये प्रमोदभावनाविभावनो नाम
चतुर्दश' प्रकाशः

## પ્રમોદ ભાવના અષ્ટક.

૧, હે આત્મન્ ! ગુણવડે પરિતોષ-સંતોષ-અત્યાનંદ પામવાનું દીલમાં લાવ, અને પોત પોતાના સુકૃત યોગે જેમને શ્રેષ્ઠ વસ્તુ સાંપડી છે એવા અન્ય પુન્યવંત-ગુણવંત પ્રાણીઓ ઉપર દ્વેષ ભાવ ન કર, મચ્છરહોષને તું દૂર કર !

૨, સુભાગ્યે આ (પુરૂષ) બહુ દાન દીયે છે, અને આ (પુરૂષ) અહીંયા બહુ માન પામે છે, તે બહુ સારૂં છે એવી રીતે અન્યની ઉજળી બાજુને તું કેમ વિચારતો નથી ? એમ રૂડો વિચાર કરવાથી તેના સુકૃતનો વિભાગ તું પણ મેળવી શકીશ. [મતલબ કે સાચા દીલથી સદ્ગુણ-સુકૃતની અનુમોદના કરવી તે પણ અતિ હિતકારી છે. જૈન શાસનમાં સુકૃત કરવા કરાવવા અને અનુમોદવાનું ખાસ ફરમાન છે.]

૩, જેઓનું મન જગત્માં વિકાર વર્જિત છે, તેમજ જેઓ ભૂમંડળમાં સર્વત્ર ઉપકાર કરી રહ્યા છે એવા ઉચિત આચરણને સેવનાર સત્પુરૂષોના નામનું અમે વારંવાર રટન કરીયે છીએ, કારણ કે તેમનું નામ લેતાં પણ પાપ જાય છે.

૪, શિવસુખના નિદાનરૂપ અનુપમ ક્ષમા (સહનશીલતા) ગુણ ભગવંતમાં કેવો અપૂર્વ હતો તે જુઓ કે જેથી રોષ સહિત આકરા અભિમાનપૂર્વક કર્મ સમૂહ શીઘ્ર અદૃશ્ય થઈ જાય છે.

૫, કેટલાક ગૃહસ્થો છતાં જેમણે પરસ્ત્રીના સર્વથા પરિહાર પૂર્વક ઉદાર શીલવ્રતને ધારણ કરેલું છે, તેમનો નિર્મળ યશ અદ્યાપિ પર્યંત આ જગત્માં ફળ્યા ફૂલ્યા સહકાર (આમ્ર વૃક્ષ) જેવો વિલસી રહ્યો છે.

૬, જે સ્ત્રીઓ પણ નિર્મળ યશ સહિત પોતાના ઉભય કુળ (પિતાના અને સાસરાના પક્ષ) શોભાવે છે (અજ વાળે છે-દીપાવે છે) તેમના સુચરિત્રથી સ પૂર્ણ ચ દ્રકળા સદૃશ તેમનુ નિર્મળ દર્શન પણ પૂર્વે કરેલા સુકૃત યોગેજ સ પજે છે [ અર્થાત્ આવી સતીઓનુ દર્શન પૂણ્યયોગે થાય છે ]

૭, વળી કેટલાક તાત્વિક (ખરા) સાત્વિક સજ્જન શિરોમણિ પુરૂપો છે તેમજ યુક્તિ પુર સર વિવેચન કરવામા હેસ સદૃશ જનો છે, તે બન્નેએ ખરેખર સમસ્ત જગત્ ને અલ કૃત કરેલુ છે, તેમનુ સ્મરણ પણ પુણ્યની પ્રાપ્તિને માટે થાય છે [મતલબ કે તેમનુ સ્મરણ કરનાર પણ પવિત્ર થાય છે ]

૮, એ પ્રમાણે અન્યના સદ્ગુણનુ અનુમોદન કરવુ એજ જેમા સાર છે એવા આ માનવ ભવને તુ સદાય સફળ કર ! સદાચારમા તલ્લીન હોવાથી સદ્ગુણના, સમુદ્રરૂપ એવા સત્પુરૂપોના ગુણગણનુ ગાન કર અને રાગદ્વેપ દિક વિકાર વર્જિત નિરામય શાન્તસુધારસનુ તું પાન કર !

ઇતિ પ્રમોદ ભાવનાર્થ

## अथ पञ्चदशमी कारुण्यभावना

[ मालिनीवृत्तम् ]

प्रथममशनपानप्राप्तिवाञ्छाविहस्ता ।
स्तदनु वसनवेश्मालङ्कृतिव्यग्रचित्ता ॥
परिणयनमपत्यावाप्तिमिष्टेन्द्रियार्थान् ।
सततमभिलषन्त. स्वस्थता क्वाऽश्नुवीरन् ॥ १ ॥

[ शिखरिणीवृत्तम् ]

उपायानां लक्षैः कथमपि समासाद्य विभवं ।
भवाभ्यासात्तत्र ध्रुवमिति निबध्नाति हृदयम् ॥
अथाऽकस्मादस्मिन्विकिरति रजः क्रूरहृदयो ॥
रिपुर्वा रोगो वा भयमुत जरा मृत्युरथवा ॥ २ ॥

[ स्रग्धरावृत्तम् ]

स्पर्धन्ते कोऽपि केचिद्दधति हृदि मिथो मत्सरं क्रोधदग्धा।
युध्यन्ते केऽप्यरुद्धा धनयुवतिपशुक्षेत्रपद्मादिहेतोः ॥
केचिल्लोभाल्लभन्ते विपदमनुपदं दूरदेशानटन्तः ।
किं कुर्मः किं वदामो भृशमरतिशतैर्व्याकुलं विश्वमेतत्॥

[ उपजातिवृत्तत्रयम् ]

स्वयं खनन्तः स्वकरेण गर्ता—
[अधः] मध्ये स्वयं तत्र तथा पतन्ति ।
यथा ततो निष्क्रमणं तु दूरे
धोऽधः प्रपाताद्विरमन्ति नैव ॥ ४ ॥
प्रकल्पयन्नास्तिकतादिवाद-
मेवं प्रमादं परिशीलयन्तः ।
मग्ना निगोदादिषु दोषदग्धा
दुरन्तदुःखानि हहा सहन्ते ॥ ५ ॥
शृण्वन्ति ये नैव हितोपदेशं
न धर्मलेशं मनसा स्पृशन्ति ।

रुजः कथकारमथापनेया-
स्तेषामुपायस्त्वयमेव एव ॥ ६ ॥
[ अनुष्टुप्वृत्तम् ]
परदुःखप्रतीकारमेव ध्यायन्ति ये हृदि ।
लभन्ते निर्विकार ते, सुखमायतिसुन्दरम् ॥ ७ ॥

### કારૂણ્ય ભાવના ભાવાર્થ

૧, પ્રથમ તો પ્રાણીઓ ખાનપાનને પ્રાપ્ત કરવાની વાછાથી વ્યાકુળ હોય છે, પછી તેઓ વસ્ત્ર, ગૃહ અને અલ કારમા વ્યગ્ર ચિત્તવાળા હોય છે, તેમજ ત્યારપછી પાણીગ્રહણ (વિવાહ) તથા પુત્ર પુત્રી પ્રમુખ પ્રજાને અનુકૂળ ઇંદ્રિય વિષયોની સદા અભિલાષા ગખતા હોય છે, તેથી તે ખાપડા સ્વસ્થતા શી રીતે શિઘ્ર પામે ?

૨, લાખો પ્રકારના ઉપાયોથી મહાકષ્ટે લક્ષ્મી મેળવી, અને આ લક્ષ્મી કાયમ સ્થિર રહેનારી છે એમ માની પૂર્વ ભવના અભ્યાસથી પ્રાણી તેમા મુઝાઈ જાય છે, એટલામા તો અકસ્માત્ ક્રૂર હૃદયવાળો દુશ્મન રોગ, ભય, જરા કે મૃત્યુ આવીને એમા ધૂળ નાખે છે, મતલબ કે તેના કલ્પિત સુખમા વિઘ્ન નાખે છે

૩, કેટલાક પરસ્પર સ્પર્ધામા ઉતરે છે, કેટલાક ક્રોધથી દગ્ધ થઇ હૃદયમા પરસ્પર અદેખાઈ ધારણ કરે છે કેટલાક ધન, યુવતી, પશુ, ક્ષેત્ર કે ગામને નિમિત્તે સ્વેચ્છા પ્રમાણે ઉત્કટ યુદ્ધ કરે છે અને કેટલાક લોભથી દૂર દેશમા રખડતા પગલે પગલે કલેશ અનુભવે છે, એવી રીતે સે-

કડો પ્રકારે અરતિ–ઉદ્વેગવડે આ આખું વિશ્વ વ્યાકુળ બનેલું છે. તો પછી અમે શું કરીયે અને શું કહિયે?

૪. પોતાના હાથે ખાડો ખોદીને લોકો તેની અંદર એવી રીતે પડે છે કે તેમાંથી બહાર નીકળવાની વાત તો દૂર રહો પણ નીચે નીચે ઉતરી પડતાં વિરમતા જ નથી.

૫, જેમાં નાસ્તિકાદિ કુવાદની કલ્પના કરવામાં આવતી હોય એવા પ્રમાદને વિશેષે સેવનારા સ્વદોષથી દગ્ધ થયેલા તેઓ નિગોદાદિક દુર્ગતિમાં પડી અરે! અરે! તે બાપડા સેંકડો પ્રકારે દુરંત દુખોને સહે છે. [મતલબ કે સ્વકપોલકલ્પિત માર્ગને સ્વચ્છંદપણે સ્થાપનાર મલીન આશયવાળા વાદી લોકો રાગદ્વેષાદિક દુષ્ટ વિકારોને સેવવાથી નીચી ગતિમાં ઉતરીને બહુ દુઃખી થાય છે]

૬, જેઓ હિતોપદેશને સાંભળતા જ નથી અને લેશમાત્ર ધર્મને મનમાં વસવા દેતા નથી તેમના [અંતરના] રોગ શી રીતે દૂર કરાય? તેનો આ એક જ ઉપાય છે.

૭, જેઓ એવી રીતે પારકાં દુઃખ ટાળવાના ઉપાય દીલમાં ધ્યાવે છે વિચારે છે તેઓ પરિણામે સુંદર એવું નિર્વિકાર સુખ પામે છે

## पंचदशमी भावना [ गेयाष्टकम् ]

[ रामकुलीरागेण गीयते–हमारो अंवर देहु मुरारी ए देशी ]

सुजना भजत मुदा भगवन्तम्

सुजना भजत मुदा भगवन्तम् ॥ ध्रुवपदं ॥

शरणागतजनमिह निष्कारण-करुणावन्तमवन्त रे
॥ सुजन० १ ॥

क्षणमुपधाय मनःस्थिरतायां पिबत जिनागमसारम्
कापथघटनाविकृतविचार त्यजत कृतान्तमसार रे
॥ सुज० २ ॥

परिहरणीयो गुरुरविवेको भ्रमयति यो मतिमन्द।
सुगुरुवचः सकृदपि परिपीतं प्रथयति परमानन्द रे
॥ सुज० ३ ॥

कुमततमोभरमीलितनयनं किमु पृच्छत पन्थानम्।
दधिबुद्धया नर जलमन्थन्यां किमु निदधत मन्थानं रे
॥ सुज० ४ ॥

अनिरुद्धं मन एव जनानां जनयति विविधातङ्कम्।
सपदि सुखानि तदेव विधत्ते आत्माराममशङ्कं रे
॥ सुज० ५ ॥

परिहरताश्रवविकथागौरवमदनमनादिवयस्य।
क्रियतां सांवरसाप्तपदीनं ध्रुवमिदमेव रहस्य रे
॥ सुज० ६ ॥

सह्यत इह किं भवकान्तारे गदनिकुरम्बमपारम्।
अनुसरता हितजगदुपकारं जिनपतिमगदङ्कारं रे
॥ सुज० ७ ॥

शृणुतैकं विनयोदितवचनं नियतायतिहितरचनं।

रचयत सुकृतसुखशतसन्धानं शान्तसुधारसपानं रे
॥ सुज० ८ ॥

इति श्रीशांतसुधारसगेयकाव्ये कारुण्यभावनाविभावना नाम
पञ्चदशः प्रकाशः

## કારૂણ્ય ભાવના અષ્ટક અર્થ

૧, શરણાગત જનો ઉપર નિષ્કારણે કરૂણા કરનાર, ભગવંતને હે સજ્જનો તમે પ્રેમથી (પ્રમોદથી) ભજો ! ભજો !

૨, ક્ષણવાર મનને સ્થિર કરીને જિન આગમ–અમૃતનું પાન કરો, અને ઉન્માર્ગ રચનાથી વિષમ વિચારવાળા અસાર આગમ (શાસ્ત્રનો) પરીહાર કરો !

૩, જે મતિમંદ–મુગ્ધ જનોને સંસારચક્રમાં રઝળાવે છે તેવા અવિવેકી ગુરૂનો પરિહાર જ કરવો જોઇએ અને સદ્ગુરૂનુ વચન એક વખત પણ પીધું હોય તો તે પરમ આનંદને વિસ્તારે છે. [ માટે એવા સદ્ગુરૂનુ જ સેવન યોગ્ય છે ]

૪, કુમત (અજ્ઞાન) રૂપી અંધકારના સમૂહથી જેનાં નેત્ર અંજાઈ ગયાં છે તેવા અંધ કુગુરૂને માર્ગ શા માટે પુછો છો ? હે ભવ્યજનો ! જળથી ભરેલી દોણીમાં તમે દહીંની બુદ્ધિથી મંથન (રવૈયો) શા માટે ફેરવો છો ? [આથી તમારે કુગુરૂનો ત્યાગ કરવો જોઇએ કારણ પાણીમાંથી માખણ નહિં મળે તેમ કુગુરૂથી લાભ નહિં થાય]

૫. લોકોનું કાબુમાં નહિં રાખેલું મન વિધવિધ વ્યા-

ધિઓને પેદા કરે છે, અને તેજ મન નિગ્રહિત-સમાધિત -આત્મલીન કર્યું છતું બેશક સુખ ઉપજાવે છે

૬, અનાદિ કાળથી સહચારી (મિત્રરૂપ સાથે રહેનારા) આશ્રવ, વિકથા, ગોરવ તથા મદન-કામવિકારનો તમે ત્યાગ કરો અને સંવરરૂપ સાચો હિતકર મિત્ર કરો ! એ જ ખરે-ખરૂં રહસ્ય છે

૭, આ ભવ અટવીમાં અપાર રોગ સમુદાયને તમે શા માટે સહો છો ? સમસ્ત જગતનો ઉપકાર કરવા દૃઢ પ્રતિજ્ઞાવંત એવા શ્રીજિનેશ્વર ભગવાનરૂપી વૈદ્યને જ તમે અનુસરો, જેથી તમારા સમસ્ત દ્રવ્યભાવ રોગો ઉપશમે અને તમને અનુપમ અપૂર્વ શાન્તિ સંપજે

૮, નિશ્ચે પરિણામે હિત કરનાર વિનય [ વિનય વિજયજી ] વડે કહેવાયેલું એક વચન તમે સાંભળો અને સેંકડોપ્રકારે સુકૃત તથા સુખ સાથે મેળાપ કરી આપનાર શાન્તસુધારસનું તમે પાન કરો !

ઈતિ કરૂણા ભાવનાર્થ

## अथ षोडशी माध्यस्थ्यभावना

[ पश्चाऽपि शालिनीवृत्तानि ]

श्रान्ता यस्मिन् विश्रम संश्रयन्ते ।
रुग्णा प्रीतिं यत्समासाद्य सन्त: ॥
लभ्य रागद्वेषविद्वेषिरोधा-
दौदासीन्य सर्वदा तत प्रिय न ॥ १ ॥

लोके लोका भिन्नभिन्नस्वरूपा ।
भिन्नैर्भिन्नैः कर्मभिर्मर्मभिद्भिः ॥
रम्यारम्यैश्चेष्टितैः कस्य कस्य न-
द्विद्वद्भिः स्तूयते रुष्यते वा ॥ २ ॥

मिथ्या शंसन् वीरतीर्थेश्वरेण ।
रोद्धुं शेके न स्वशिष्यो जमालिः ॥
अन्यः को वा रोत्स्यते केन पापा-
त्तस्मादौदासीन्यमेवात्मनीनम् ॥ ३ ॥

अर्हन्तोऽपि प्राज्यशक्तिस्पृशः किं ।
धर्मोद्योगं कारयेयुः प्रसह्य ॥
दद्युः शुद्धं किन्तु धर्मोपदेशं ।
यत्कुर्वाणा दुस्तरं निस्तरन्ति ॥ ४ ॥

तस्मादौदासीन्यपीयूषसारं ।
वारं वारं हन्त सन्तो लिहन्तु ॥
आनंदानामुत्तरङ्गत्तरङ्गै-
र्जीवद्भिर्यद्भुज्यते मुक्तिसौख्यम् ॥ ५ ॥

**માધ્યસ્થભાવના.**

૧, જે ઉદાસીનતાને પામી શ્રમિત જનો વિશ્રામ પામે છે અને રોગી જનો તરત પ્રીતિ પામે છે, તે રાગદ્વેષશત્રુનો રોધ કરવાથી પામી શકાય એવું ઔદાસીન્ય અમને સદા સર્વદા પ્રિય-વલ્લભ છે.

૨, આ જગતમા મર્મને ભેદનારા ભિન્ન ભિન્ન કર્મો વડે તેમજ શુભાશુભ ચેષ્ટાવડે ભિન્ન ભિન્ન પ્રકૃતિના જીવો છે અને જેમાથી તે કર્મના સ્વરૂપને જાણનારાઓએ કોની કોની સ્તુતિ કરવી ? તેમજ કોની કોની ઉપર રોષ કરવો ?

૩ વીરપ્રભુ મિથ્યા પ્રરૂપણા કરનાર સ્વશિષ્ય જ માલીને પણ રોકી શકયા નહિ તો પછી બીજો કોણ ? કોનાવડે પાપ કર્મથી રોકી શકાય ? તેથી ઉદાસીનતા જ આદરવી હિતકારી છે

૪, પ્રબળ શક્તિવાળા અરિહત ભગવાન પણ શુ બલાત્કારે ધર્મ ઉદ્યમ કરાવી શકે છે ? પરતુ તેઓ તો શુદ્ધ નિર્દોષ ધર્મનો ઉપદેશ આપે છે, તે પ્રમાણે જે ભવ્ય જનો વર્તે છે તે સસાર સમુદ્ર તરી જાય છે

૫, તે માટે સજ્જનો ઔદાસીન્યરૂપ અમૃત નિચો ળનું વારવાર અરે આસ્વાદન કરો ! જેથી આનદની ઉછળતી ઉર્મીવાળો આત્મા મુક્તિ સુખને પામે છે

## षोडशभावना [ गेयाष्टकम् ]

[ प्रभातिरागेण गीयते ]

[ आदर जीव क्षमा गुण आदर ए देशी ]

अनुभव विनय सदा सुखमनुभव ।
औदासीन्यमुदार रे ॥
कुशलसमागममागमसार । कामितफलमन्दार रे
॥ अनु० ॥ १ ॥

परिहर पराचिन्तापरिवारं। चिन्तय निजमविकारं रे॥
वदति कोऽपि चिनोति करीरं। चिनुतेऽन्यः सहकारं रे
॥ अनु० ॥ २॥
योऽपि न सहते हितमुपदेशं। तदुपरि मा कुरु कोपं रे॥
निष्फलया किं परजनतप्त्या। कुरुषे निजसुखलोपं रे॥
॥ अनु० ॥ ३॥
सूत्रमपास्य जडा भाषन्ते। केचन मतमुत्सूत्रं रे॥
किं कुर्मस्ते परिहृतपयसो। यदि पीयन्ते मूत्रं रे
॥ अनु० ॥ ४॥
पश्यसि किं न मनःपरिणामं। निजनिजगत्यनुसारं रे॥
येन जनेन यथा भवितव्यं। तद्भवता दुर्वारं रे॥
॥ अनु० ॥ ५॥
रमय हृदा हृदयंगमसमतां। संवृणु मायाजालं रे॥
वृथा वहसि पुद्गलपरवशता-मायुः परिमितकालं रे
॥ अनु० ॥ ६॥
अनुपमतीर्थमिदं स्मर चेतन-मन्तः स्थितमभिरामं रे॥
चिरं जीव विशदपरिणामं। लभसे सुखमविरामं रे
॥ अनु० ॥ ७॥
परब्रह्मपरिणामनिदानं। स्फुटकेवलविज्ञानं रे॥
विरचय विनय विवेचितज्ञानं। शान्तसुधारसपानं रे
॥ अनु० ॥ ८॥

इतिश्री शांतसुधारसगेयकाव्ये माध्यस्थ्यभावनाविभावनो नाम षोडशः प्रकाशः

## ઔદાસીન્ય ભાવના અષ્ટકાર્થ

૧, હે આત્મન્ ! તું ઔદાસીન્ય રૂપ ઉદાર અચળ સુખ અનુભવ ! કેમકે તે આગમ સિદ્ધાન્તના સારરૂપ મોક્ષ સાથે મેળવી આપનાર અને વાછિત ફળ આપવામા કલ્પવૃક્ષ સમાન છે

૨, પરપુદ્ગલિક ચિતા જાળનો તુ ત્યાગ કર ! અને નિજ અવિકાર આત્મસ્વરૂપનુ ચિતન કર ! કોઇ મુખથી મોટી મોટી વાતો કરે છે પણ રડોજ મેળવે છે ત્યારે બીજા પુરૂષાર્થી જનો સહકા –આમ્ર મેળવે છે [મતલબ કે કેટલાક વાત કરીને વિરમે છે, પરતુ કઈ પણ મનુષ્ય ચોગ્ય કાર્ય કરતા નથી ત્યારે બીજા મહત્ત્વનું કાર્ય કરી દેખાડે છે ]

૩, જે કોઇ હિત ઉપદેશને સહન ન કરી શકે ( દુર્દૈવથી હિત ઉપદેશ ન રૂચે ) તેની ઉપર તું કોપ કરીશ નહિ નકામો કોઇ ઉપર કોપ કરીને તું શા માટે પોતાના સ્વાભાવિક સુખનો લોપ કરે છે [ભાગ્યશાળીને જ હિતનો ઉપદેશ ગમે છે ]

૪, કેટલાક જડમતિ–જનો શાસ્ત્રનો અનાદર કરી શાસ્ત્ર વિરૂદ્ધ ભાષણ કરે છે તે મૂઢ જનો નિર્મળ નીર તજી લઘુનીતિ (મૂત્ર)નુંજ પાન કરે છે એમા આપણે શું કરીયે ? [તેમા તેમના નશીબનોજ દોષ છે કારણ સારી વાત ન ગમે તેમા બીજાનો શો દોષ કાઢવો ? ]

૫, પોત પોતાની ગતિ અનુસારે પ્રાણીના મન પરિણામ વર્તે છે **'જેવી ગતિ તેવી મતિ થાય છે'** તે

તુ કેમ સમજતો નથી ? જે જીવનુ જેવું પરિણામ આવવાનું છે તે તારાથી મિટાવી શકાય તેમ નથી.

૬, આનંદદાયી સમતાને તુ દીલથી રમાડ-ભાવ અને માયા જાળને સંકેલ-તેનો ત્યાગ કર, તુ પુદ્‌ગલ પરાધીનના નકામી ભોગવે છે આયુષ્ય પરિમિત કાળનુજ છે [ માટે ગફલત ન કર. જેટલું સધાય તેટલુ સાધી લે ]

૭, અંતરમાં રહેલો ચેતન-આત્મા-એજ અભિરામ (મનહર) અનુપમ તીર્થ છે તે તુ યાદ કર ! ચિરકાળ પર્યંત નિર્મળ પરિણામ ધારી રાખ ! તેથી તું અક્ષય સુખ (મોક્ષ) ને પામીશ.

૮, પરબ્રહ્મ-પરમાત્મ સ્વરૂપ પ્રાપ્તિના નિદાન ( મૂળ કારણ ) રૂપ સ્ફુટ કેવળ વિજ્ઞાન આપવાવાળુ તેમજ [વિનય વડે [વિનય વિજયજી ઉપાધ્યાય મહારાજ વડે] વિવેચન કરાયેલું **શાન્તસુધારસનુ** પાન હે ભદ્ર ! તું કર !

## अथ प्रशस्तिः

[ स्रग्धरावृत्तद्वयं ]

**एवं सद्भावनाभिः सुरभितहृदयाः संशयातीतगीतो-**
**न्नीतस्फीतात्मतत्त्वा--**

**त्त्वरितमपसरन्मोहनिद्राममत्वाः ॥**
**गत्वा सत्वाममत्वातिशयमनुपमां**
**चक्रिशक्राधिकानां ।**
**सौख्यानां मंक्षु लक्ष्मीं परिचिततविनयाः**
**स्फारकीर्तिं श्रयन्ते ॥ १ ॥**

दुर्ध्यानप्रेतपीडा प्रभवति न मनाक्-
काचिदद्वन्द्वसौख्य ।
स्फाति' प्रीणाति चित्त प्रसरति परितः
सौख्यसौहित्यसिन्धु
क्षीयन्ते रागरोपप्रभृतिरिपुभटा.
सिद्धिसाम्राज्यलक्ष्मी' ।
स्याद्वश्या यन्महिम्ना विनयशुचिधियो
भावनास्ताः श्रयध्वम् ॥ २ ॥

[ पथ्यावृत्तम् ]

श्रीहीरविजयसूरीश्वर-शिष्यौ सोदरावभूता द्वौ ।
श्री सोमविजयवाचक,-
वाचकवरकीतिविजयाख्यौ ॥ ३ ॥

[ गीतिवृत्तद्वयम् ]

तत्र-च कीर्तिविजयवाचक
शिष्योपाध्यायविनयविजयेन ॥
शातसुधारसनामा। सदृष्टो भावनाप्रबन्धोऽयम् ॥४॥
शिखि३नयन२रसिंधु७शशि१मित वर्षे हर्षेण गधपुरनगरे
श्रीविजयप्रभसूरिप्रसादतो यत्न
एप सफलोऽभूत् ॥ ५ ॥

[ उपजातिवृत्तम् ]

यथा विधु पोडशभि कलाभि' ।
सपूर्णतामेत्यजगत्पुनीते ॥

ग्रन्थस्तथा षोडशभिः प्रकाशै-
रयं समग्रैः शिवमातनोतु ॥ ६ ॥

यावज्जगत्येष सहस्रभानुः ।
पीयूषभानुश्च सदोदयेते ॥
तावत्सतामेतदपि प्रमोद ।
ज्योतिः स्फुरद्वाङ्मयमातनोतु ॥ ७ ॥

इति श्रीमन्महोपाध्यायश्रीकीर्तिविजयगणिशिष्योपाध्यायश्रीविनयविजयगणिविरचिते शांतसुधारसग्रंथे षोडशः प्रकाशः समाप्तिमगमत्.

## ઉપસંહાર.

૧ એવી રીતે સદ્ભાવનાવડે જેમનું હૃદય સુવાસિત છે તે સત્ત્વવંત પુરૂષો સંશય રહિત-નિશંક આ હૃદયે ગાનથી ઉદાર આત્મ-તત્ત્વની ઉન્નતિ સાધી, શિઘ્ર મોહનિંદ્રા મમત્વને દૂર કરી મમત્વ વર્જિતપણે અનુપમ ચક્રવર્તી અને ઇંદ્રથી પણ અધિક સુખ સાહેબીને સહજ સંપાદન કરી અતિ નમ્રતાને ધારણ કરતા છતાં વિશાળ કીર્તિને વરે છે.

૨, જેના પ્રભાવથી દુર્ધ્યાન રૂપ પ્રેત-પીડા જરા પણ ઉપજતી નથી, અપૂર્વ (ક્લેશ વર્જિત) સુખની સ્ફુરણા ચિત્તને પ્રસન્ન કરે છે, ચોતરફ સુખની પુષ્ટિરૂપી નદી પ્રસરી રહે છે, રાગ દ્વેષાદિક શત્રુવર્ગ ક્ષય પામે છે, અને સિદ્ધિરૂપ સામ્રાજ્ય લક્ષ્મી વશ થાય છે તે રીતે પૂર્વોક્ત ભાવનાઓને વિનયથી પવિત્ર બુદ્ધિ ધારી હે ભવ્ય જનો! તમે સેવો!

શ્રીસોમવિજય વાચક (ઉપાધ્યાય) અને શ્રી કીર્તિ વિજયવાચક વર એ બન્ને શ્રી હીરવિજય સૂરીશ્વરના શિષ્ય હોવાથી ગુરૂભાઇ થયા

૪, તેમા શ્રી કીર્તિવિજય વાચકના શિષ્ય ઉપાધ્યાય શ્રી વિનયવિજયજીએ આ શાન્તસુધારસ નામનો ભાવના સબધી પ્રકૃષ્ટ બોધ કરનારો ગ્રથ રચ્યો છે

૫, આ પ્રયત્ન શ્રી વિજયપ્રભસૂરિની કૃપાથી ગધપુર (ગાધાર) નગરમા સવત્ ૧૭૨૩ મા વર્ષે સફળ થયો

૬, જેમ ચદ્ર સોળ કળા વડે સપૂર્ણતા પામી જગતને પાવન કરે છે તેમ આ ગ્રથ સપૂર્ણ સોળ પ્રકાશ વડે શિવ સુખનો વિસ્તાર કરો !

૭, જ્યા સુધી જગતમા આ પ્રગટ દેખાતા સૂર્ય અને ચદ્ર સદા ઉદય પામ્યા કરે ત્યા સુધી આ પ્રકાશમાન શાસ્ત્ર રૂપ જ્યોતિ પણ સત્પુરૂષોને પ્રમોદ આપ્યા કરો ! તથાસ્તુ !!

## શાંતસુધારસ ભાવના સમાપ્ત

# શ્રી નિગોદાદિ દુઃખ ગર્ભિત વૈરાગ્ય સજ્ઝાય.

સહજ સ્વરૂપીરે જીવડા, વિચારી જો તું વાત;
મરણુ ઝપાટા વાગી રહ્યા, જાવુ દિવસ કે રાત. સ૦ ૧
કાળ અનતો રે તુ ભમ્યો, સુક્ષ્મ નિગોદ મોઝાર;
ભાન ભૂલી ભવસાગરે, નોતી શુદ્ધ લગાર. સ૦ ૨
એક માણસ શ્વાસોશ્વાસમા, સત્તર ઝાઝેરી વાર;
જન્મ થયા જીનજી કહે, સુક્ષ્મ નિગોદ મોઝાર. સ૦ ૩
બસો છપ્પન આવલીતણુ, આયુ ઉત્કૃષ્ટ ત્યાંય;
પાંસઠ હજાર ને પાચસો, છત્રીસ મુહૂર્ત માંય. સ૦ ૪
ઓગણીસ લાખની ઉપરે, સહસ છાસઠ સાર;
એસી જીનજી ઉપર કહ્યા, મરણા દિવસ મોઝાર. સ૦ ૫
પાંચ ક્રોડ પુરા કહ્યા, ઉપર નેવ્યાસી લાખ;
સહસ બ્યાસીને ચારમો, જીનવર આગમની સાખ. સ૦ ૬
સૂક્ષ્મનિગોદમાં જીવડો, મરીઓ માસ મોઝાર;
જીનવર આગમ સાભળી, જાગ્ય જલદી ગમાર. સ૦ ૭
સીત્તેર ક્રોડની ઉપરે, સાત સીત્તેર લાખ;
આઠ એસીને સહસ છે, ઉપર આઠસો ભાખ સ૦ ૮
વરસ એકમા વીરે કહ્યુ, સુક્ષ્મનિગોદ મોઝાર;
જન્મ મરણ કર્યા જીવડા, ત્યાં તે એટલી વાર. સ૦ ૯
કાળ અનત એમા રહ્યો, પામ્યો પુણ્ય સયોગ;
સુક્ષ્મભાવને છોડીને, મલીયો બાદર યોગ. સ૦ ૧૦
પૃથ્વી ભટક્યો તું જીવડા, ભમીયો પાણીની માય;
તેઉ વાયુ પણુ તુ થયો, ઉપન્યો વણસઈ માય. સ૦ ૧૧
અસખ્ય કાળ એમા રહ્યો, સહ્યું દુઃખ અનંત;
છેદન ભદન બહુ સહ્યાં, આતપ સીતાદિવંત સ૦ ૧૨
ત્યાંથી વિકલમા તુ ગયો, સહતો કષ્ટોની ક્રોડ;
વર્ષો વિતાવ્યાં ત્યાં બહુ, સાધન કર્મના જોડ. સ૦ ૧૩
મરણો તારા ત્યાં જીવડા, બહુધા બીજાને હાથ;
ઇચ્છા વિણ ત્યાં તે ભોગવ્યા, જાણે ત્રીજગના નાથ. સ૦ ૧૪

પઢીયો ચઢીયો ને ચુકીયો રડીયો સ્વાન્તની સાથ,
ભમીયો, બૂડા ભવ જળમાં બીડી આવળે બાથ સ૦ ૧૫
પુદ્ગલનાં પરાવર્તનો સુક્ષ્મ નિગોદ મોઝાર
વચને વર્ણવતા કેવળી કોઈ પામ્યા નહિ પાર સ૦ ૧૬
કર્મવિવરની ૨હાયથી, પચેન્દ્રીપણું પાય,
સબન પાપના મેગળી ભટક્યો ભવમા તુ ભાય સ૦ ૧૭
જળમાં જળચર તું થયો સ્થળમા થલચર તું થાય
પાખોવાળો પક્ષી ભયો વાયમ ગૃદ્ધાદિમાય. સ૦ ૧૮
મરવા કેઈ ભવ તે લહ્યા, કેઈ માગ્યુ માજ
શતમ શત્રુ ઉભા કરી લુટી પોતાની લાજ સ૦ ૧૯
સબન પાપના મેગળી આમીષનો કરી આહાર,
નાશ કયા કેઈ જીવના દેવા પિંડ આધાર. સ૦ ૨૦
પિંડ પોતાનો રે પોષવા લીધા બીજાના પ્રાણ
એવા દુષ્ટ કુકર્મથી, જીવવા તે સુખ માણ સ૦ ૨૧
સાતે નરકોમા તું ભમ્યો કર્મે વાર અનંત,
સાગર સમ આયુ ભોગવ્યા, ન આવ્યો કર્મનો અંત સ૦ ૨૨
પરમાધામી પીડા ઘણી, ક્ષેત્ર પીડા નહિ પાર,
જ્ઞાન દશા જાગી નહિ, તેણે ભટકયો સંસાર સ૦ ૨૩
માનવ યોની તું અવતર્યો, લટકો ઉંધે દેદાર
વિષ્ટા મૂતરની ખાણમા, લોહી માંસ મોઝાર. સ૦ ૨૪
નવ માસ વળી મા પંજરમા, વસીયો વેદનાવંત,
બહુ દુ ખ દીઠાં તે જીવડા જાણે શ્રી ભગવંત સ૦ ૨૫
કોઈક પુણ્યના યોગથી પોંહચ્યો સ્વર્ગ મોઝાર,
સર્વે દુ ખો વિસારીને, સેવ્યા વિષય અપાર. સ૦ ૨૬
ચોરાશી લાખ યોનિમા, ભટકો વાર અનંત
જન્મ જન્મ તું જીવડા, કાપ સંસાર કંદ સ૦ ૨૭
માની મારે મચ્છી ભવે પડયો જાળની માંય,
કાપી લોભીને વશ થયો ભક્ષક લોકને ત્યાય સ૦ ૨૮

તલીયો સેકયો ને બાફીયો, લવણ મરચાની સાથ;
આર્તધ્યાને તું ત્યાં મર્યો, ન મલ્યો ધર્મનો હાથ. સ૦ ૨૯
હરણ સસલો ને બોકડો, ઘેટો મહીષ તું થાય,
રાજા ગણા ને પારધી, આમીષ તે તુજ ખાય. સ૦ ૩૦
છરીઓ ભાલા બંદુકથી, બરછી બાણો તલવાર;
મારે પ્રાણીને પાપીઆ, કરધરી ક્રૂર હથીયાર. સ૦ ૩૧
આવાં મરણો તેં જીવડા, વેઘા વાર અનંત;
પ્રાયઃ પાપી સાથી મલ્યા, ઓળખ્યા નહિ અરિહંત. સ૦ ૩૨
ભવ તે ધીવરના ભોગવ્યા, કીધા મચ્છી વ્યાપાર;
ચંડાળ કસાઇને ખાટકી, કીધા તે બહુ શીકાર. સ૦ ૩૩
કલ્પવૃક્ષ ચિંતામણી સમો, પામ્યો નર ભવ ભાય;
આવા દુષ્કર્મ સેવીને. જીવડો નરકમા જાય. સ૦ ૩૪
જગચિંતામણિ સારિખા, જગગુરૂ જગના દેવ;
ત્રણ જગત સ્વામી તણી, ન કરી જીવા તેં સેવ સ૦ ૩૫
સર્વ રોગોને ટાળવા, સઘળા ઔષધના જાણ;
ધનવંતરિ વૈદ્ય સારિખા, જીનની ન સુણી તે વાણ સ૦ ૩૬
જેમ કોઈ મૂર્ખ ચિન્તામણિ, ફેંકે સમુદ્ર મોઝાર;
માનવ જન્મ તેં મૂર્ખા, કાઢયો વ્યર્થ ગમાર. સ૦ ૩૭
પુણ્યઅનંતરાશિ વધે, કર્મ વિવર મલે સદાય;
નરભવ પામે તવ જીવડો, ભાખે ત્રિભુવન રાય. સ૦ ૩૮
આર્યદેશ માનવ ભવ મલ્યો, જૈન દેવગુરૂ ધર્મ;
સર્વ સામગ્રી સારી મલી, જાણ્યા કર્મોના મર્મ. સ૦ ૩૯
જાગી જો રે તું જીવડા દુહલો માનવ અવતાર;
આરાધી પાર ઉતરો, અટકે જેમ સંસાર સ૦ ૪૦
ચઉવીસ સાઓઠ સાલમાં, સ્વામી વીરથી સાર;
કર્પટવાણિજ્ય શહેરમાં, ચિન્ત્યો આત્મ વિચાર. સ૦ ૪૧
સિદ્ધિ સુખની આશા તદા, વિનય ભક્તિજો થાય;
સુન્દર ચરણ જીનજો મલે, ક્ષાયિક નવ ગુણ દાય સ૦ ૪૨